# કાવ્યાનંદ-૩

સંપાદક

મનુભાઈ પંચોળી



# કાવ્યાનંદની કહાણી

મહાન વિચારક અને તત્ત્વજ્ઞ બર્ટ્રાંડ રસેલે એક જગ્યાએ સૂચક રીતે કહ્યું છે, "કર્મને પ્રેરણા પ્રેમની હોય પણ દોરવણી બુદ્ધિની હોય."

આખરે માણસ કર્મ કર્યા વિના રહી શકતો નથી, કપાળના તે લેખ તેનાથી ભૂંસાતા જ નથી. સવાલ માણસ સત્કર્મ કરે કે દુષ્કર્મ તેટલો જ છે.

મનુષ્યની બધી પ્રવૃત્તિ સત્ તરફ વળે તે મનિષીઓની ઝંખના રહી છે.

આ માટે જે વસ્તુ સત્ છે, તેને મનુષ્ય પાસે એવી રીતે રજૂ કરવી જોઈએ કે તેમાં તેને સૌંદર્ય દેખાય, અને તે તરફ તેની સહજ ગતિ થાય. આ જે કરી શક્યો તેણે અડધું જગત જીત્યું.

ખરી કવિતા સૌંદર્યાભિષિક્ત સત્યનો દીપ છે, પણ બધી કવિતા ખરી હોતી નથી. કાળું નાણું અર્થવ્યવહારમાં જ છે તેવું નથી.

આ સ્થિતિમાં વિદ્યાર્થીઓ પાસે ખરી કે ખરી થવા મથતી કવિતા જ એમના ઘડતરકાળે રજૂ થાય તે જરૂરી છે. આથી તેમની રુચિ જ એવી બંધાશે કે ખોટી કવિતાને તે સડેલા ફળની જેમ ફેંકી દેશે, અને ખરી કવિતાએ તેનામાં જે શુદ્ધ અને સરળ લાગણી પેદા કરી હશે તે તેના કર્મનું પેટ્રોલ બનશે.

હરેક સામાજિક પુનરુત્થાનમાં કવિતાએ આ કર્તવ્ય અદા કર્યું જ છે. પછી તે હોમરનો યુગ હોય કે પેરીક્લીસનું એથેન્સ, એલિઝાબેથનું ઇંગ્લાંડ હોય કે સુવર્ણ સમો ગુપ્ત હોય, મરાઠી સ્વરાજ હોય કે ભારતના જનગણ-મનને જાગૃત કરતો સ્વાતંત્ર્યસંગ્રામ હોય, પણ હોમર, એસ્કીલસ, સોફોક્લીસ, યુરીપીડીસ, હાસ્યરસના સ્વામી એરીસ્ટોફેનીસ, શેક્સપીયર, શાકુંતલના સર્જક કવિકુલગુરુ કાલિદાસ, ભૂષણ અને કવિ ઠાકુર વિના પુનરુત્થાનની પ્રેરણા કે સાતત્ય શક્ય બન્યાં નથી.

આથી ભાવનગર છોડી અમે આંબલા આવી, નઈ તાલીમની ખોજ શરૂ કરી ત્યારથી કવિતાનો સત્સંગ અમે કદી છોડ્યો નહોતો.

ઉદ્યોગની સર્વવ્યાપી બોલબાલા નવી તાલીમમાં એ કાળે હતી અને ભાષાશિક્ષણ પણ રેંટિયામાંથી અને ઇતિહાસ પણ સાળમાંથી શોધી કાઢવાનું હાસ્યાસ્પદ મંથન ચલાવાતું હતું ત્યારે પણ અમારા વિદ્યાર્થીઓના કંઠમાં તો "અપમાનિતા, અપયશવતી, તું તોય મા તે મા" રમતું જ હતું. વાવતાં, ગોડતાં, નીંદતાં, પારવતાં–સૌનાં ગળાં ગુંજી રહેતાં—

બેની, મારી ફાળ મા ખાજે,
બેની ઝંખવાઈશ મા લાજે,
માયાળુ મન કોળે તો
ભાઈના નામે જોડજે હૈયાં રે,
સૂના સમદરની પાળે........

આપણે ત્યાં શાળાના વિદ્યાર્થીઓ માટે કાવ્યસંગ્રહો તૈયાર થતા આવ્યા છે. પણ આ 'કાવ્યાનંદ'ની એ વિશેષતા છે કે એની પાછળ એકધારાં પચીસ વર્ષના અનુભવનું બળ છે.

અમે ૧૯૩૮માં આંબલામાં પ્રાથમિક શાળાનું કામ હાથમાં લીધું ત્યારથી આ અનુભવની શરૂઆત થઈ. લોકશાળા શરૂ થતાં એને માટે કાવ્યો પસંદ કરવાનો સવાલ અમારી પાસે આવ્યો.

બહુ મોટા ભાગના વિદ્યાર્થીઓ ગ્રામપ્રદેશના. તેમને જે જીવનનો પરિચય હોય તેમાંથી કાવ્યના વિષયોની પસંદગી થાય તો પોતાની આજુ-બાજુ જ કાવ્ય છે તેવો સંસ્કાર પડે. કાવ્ય આપણાથી દૂર કે સાવ અણજાણ પદાર્થ છે અને તે તો તેના ખ્યાસ જાણનારાને જ માણવાનો વિષય છે તેવું નથી—તે અમૃત સર્વને થોડા પ્રયત્ને સુલભ છે તેવી સંવેદના તેમને થવી જોઈએ એવું અમારું વલણ હતું.

એ જમાનામાં બહુધા બ. ક. ઠા. જેવા વિદ્વાન પુરુષનું કાવ્યની બાની અને રચના પર મોટું પ્રભુત્વ હતું, અને કાવ્યની ગેયતા–અગેયતાનાં પાસાં વિશે પણ ઊંડાણભરી, અને ક્યારેક વધારેપડતી ઝીણી ચર્ચાઓ ચાલતી હતી.

પણ અમારી સામે જે વિદ્યાર્થીસમુદાય હતો, તેની ભાષાસમૃદ્ધિ જુદા પ્રકારની અને અનુભવજગત પણ વિશેષ પ્રકારનું હતું.

ગાન તેમના કંઠમાં હતું, તાલ તો તેમના પગમાં હતો. એક પ્રકારના હર્ષ અને વિષાદથી ભર્યા ભર્યા જગતનો તેમને અનુભવ હતો.

ઈંટ–ચૂનાની હદબંદીમાં બહુધા શબ્દ દ્વારા જગતને પામનાર શહેરી બાળકો કરતાં જુદો પડતો આ બાળકસમુદાય હતો.

ભાષામાં સ્વતંત્ર રસ લેવાની પણ ઉત્કંઠા સહેજે નહોતી.

આથી અમે જેમાં ગાનના પડઘા ઊઠતા હોય, અને લોકભાષાની નજીક હોય તેવાં કાવ્યો પસંદ કરતા ગયા, વર્ગશિક્ષણની સરાણે ચડાવતા ગયા. એમાં કેટલાંક ચાલ્યાં, કેટલાંક ન ચાલ્યાં.

આગળ ચાલતાં આ જ રાહે શિષ્ટ કૃતિઓમાંથી પણ વીણામણી થઈ, પ્રારંભની દશા તે કાંઈ છેવટની દશા ન રહી. પણ તે કૃતિઓની પસંદગીમાં પણ ધોરણ તો ઉપલું જાળવવા કોશિશ રહી. આ બધા અનુભવના ચિચોડામાંથી જે અકબંધ રહ્યું તે આ કાવ્યાનંદ છે.

સામાન્ય સંગ્રહોની જેમ આ કાવ્યસંગ્રહની ગોઠવણ પ્રાચીનથી અર્વાચીન કૃતિઓમાં વિદ્યાર્થીઓને લાવવા તેવી નથી, પણ વિદ્યાર્થીઓના પ્રત્યક્ષ જગતમાંયે જે નજીકના અનુભવપદાર્થો છે તેને જે કાવ્ય પ્રસ્ફુટિત કરતું હોય તે પહેલું તેવું ધોરણ રાખ્યું છે.

શિક્ષણશાસ્ત્રની બધી અધ્યાપનશાળાઓમાં જ્ઞાતમાંથી અજ્ઞાતમાં લઈ જવાનો સિદ્ધાંત ભણાવાય છે–પણ દુર્ભાગ્યે તેનો જોઈએ તેટલો અમલ થતો નથી. અને આથી જ શિક્ષણ, શબ્દની જહાંગીરીમાંથી છૂટી શકતું નથી. અમે છૂટવા કોશિશ કરી છે અને તેથી વિદ્યાર્થીઓ વર્ગ છોડી જાય છે ત્યારે કાવ્યને પણ વર્ગમાં ન છોડી જતાં સાથે લઈ ગયાનો અનુભવ થયો છે.

ઘેર ગયા પછી તેમનાં ગળાં અવારનવાર આ રસાનંદે ગુંજી ઊઠે છે તેવું જોયું છે. આટલી કેફિયત પૂરતી છે તેમ ધારું છું.

આથી ભાવનગર છોડી અમે આંબલા આવી, નઈ તાલીમની ખોજ શરૂ કરી ત્યારથી કવિતાનો સત્સંગ અમે કદી છોડ્યો નહોતો.

ઉદ્યોગની સર્વવ્યાપી બોલબાલા નવી તાલીમમાં એ કાળે હતી અને ભાષાશિક્ષણ પણ રેંટિયામાંથી અને ઇતિહાસ પણ સાળમાંથી શોધી કાઢવાનું હાસ્યાસ્પદ મંથન ચલાવાતું હતું ત્યારે પણ અમારા વિદ્યાર્થીઓના કંઠમાં તો "અપમાનિતા, અપયશવતી, તું તોય મા તે મા" રમતું જ હતું. વાવતાં, ગોડતાં, નીંદતાં, પારવતાં–સૌનાં ગળાં ગુંજી રહેતાં—

બેની, મારી કાળ મા ખાજે,
બેની ઝંખવાઈશ મા લાજે,
માયાળુ મન કોળે તો
ભાઈના નામે જોડજે હૈયાં રે,
સૂના સમદરની પાળે.........

આપણે ત્યાં શાળાના વિદ્યાર્થીઓ માટે કાવ્યસંગ્રહો તૈયાર થતા આવ્યા છે. પણ આ 'કાવ્યાનંદ'ની એ વિશેષતા છે કે એની પાછળ એકધારાં પચીસ વર્ષના અનુભવનું બળ છે.

અમે ૧૯૩૮માં આંબલામાં પ્રાથમિક શાળાનું કામ હાથમાં લીધું ત્યારથી આ અનુભવની શરૂઆત થઈ. લોકશાળા શરૂ થતાં એને માટે કાવ્યો પસંદ કરવાનો સવાલ અમારી પાસે આવ્યો.

બહુ મોટા ભાગના વિદ્યાર્થીઓ ગ્રામપ્રદેશના. તેમને જે જીવનનો પરિચય હોય તેમાંથી કાવ્યના વિષયોની પસંદગી થાય તો પોતાની આજુબાજુ જ કાવ્ય છે તેવો સંસ્કાર પડે. કાવ્ય આપણાથી દૂર કે સાવ અણજાણ પદાર્થ છે અને તે તો તેના ખ્યાસ જાણનારાને જ માણવાનો વિષય છે તેવું નથી — તે અમૃત સર્વને થોડા પ્રયત્ને સુલભ છે તેવી સંવેદના તેમને થવી જોઈએ એવું અમારું વલણ હતું.

એ જમાનામાં બહુધા બ. ક. ઠા. જેવા વિદ્વાન પુરુષનું કાવ્યની બાની અને રચના પર મોટું પ્રભુત્વ હતું, અને કાવ્યની ગેયતા–અગેયતાનાં પાસાં વિષે પણ ઊંડાણભરી, અને ક્યારેક વધારેપડતી ઝીણી ચર્ચાઓ ચાલતી હતી.

પણ અમારી સામે જે વિદ્યાર્થીસમુદાય હતો, તેની ભાષાસમૃદ્ધિ જુદા પ્રકારની અને અનુભવજગત પણ વિશેષ પ્રકારનું હતું.

ગાન તેમના કંઠમાં હતું, તાલ તો તેમના પગમાં હતો. એક પ્રકારના હર્ષ અને વિષાદથી ભર્યા ભર્યા જગતનો તેમને અનુભવ હતો.

ઈંટ-ચૂનાની હદબંદીમાં બહુધા શબ્દ દ્વારા જગતને પામનાર શહેરી બાળકો કરતાં જુદો પડતો આ બાળકસમુદાય હતો.

ભાષામાં સ્વતંત્ર રસ લેવાની પણ ઉત્કંઠા સહેજે નહોતી.

આથી અમે જેમાં ગાનના પડઘા ઊઠતા હોય, અને લોકભાષાની નજીક હોય તેવાં કાવ્યો પસંદ કરતા ગયા, વર્ગશિક્ષણની સરાણે ચડાવતા ગયા. એમાં કેટલાંક ચાલ્યાં, કેટલાંક ન ચાલ્યાં.

આગળ ચાલતાં આ જ રાહે શિષ્ટ કૃતિઓમાંથી પણ વીણામણી થઈ, પ્રારંભની દશા તે કાંઈ છેવટની દશા ન રહી. પણ તે કૃતિઓની પસંદગીમાં પણ ધોરણ તો ઉપલું જાળવવા કોશિશ રહી. આ બધા અનુભવના ચિચોડામાંથી જે અકબંધ રહ્યું તે આ કાવ્યાનંદ છે.

સામાન્ય સંગ્રહોની જેમ આ કાવ્યસંગ્રહની ગોઠવણ પ્રાચીનથી અર્વાચીન કૃતિઓમાં વિદ્યાર્થીઓને લાવવા તેવી નથી, પણ વિદ્યાર્થીઓના પ્રત્યક્ષ જગતમાંયે જે નજીકના અનુભવપદાર્થો છે તેને જે કાવ્ય પ્રસ્ફુટિત કરતું હોય તે પહેલું તેવું ધોરણ રાખ્યું છે.

શિક્ષણશાસ્ત્રની બધી અધ્યાપનશાળાઓમાં જ્ઞાતમાંથી અજ્ઞાતમાં લઈ જવાનો સિદ્ધાંત ભણાવાય છે—પણ દુર્ભાગ્યે તેનો જોઈએ તેટલો અમલ થતો નથી. અને આથી જ શિક્ષણ, શબ્દની જહાંગીરીમાંથી છૂટી શકતું નથી. અમે છૂટવા કોશિશ કરી છે અને તેથી વિદ્યાર્થીઓ વર્ગ છોડી જાય છે ત્યારે કાવ્યને પણ વર્ગમાં ન છોડી જતાં સાથે લઈ ગયાનો અનુભવ થયો છે.

ઘેર ગયા પછી તેમનાં ગળાં અવારનવાર આ રસાનંદે ગુંજી ઊઠે છે તેવું જોયું છે. આટલી કેફિયત પૂરતી છે તેમ ધારું છું.

આ પસંદગીની મુદ્રણ અવસ્થામાં રહી ગયેલી ક્ષતિઓ સુધારવા અને નવાં સૂચનો કરવા માટે સ્નેહીશ્રી છોટુભાઈ સુથારનો આભાર માનું છું.

ગદ્યનું શિક્ષણ પણ આજ લગી ચલાવવા કોશિશ કરી છે. એ અનુભવ પણ ગ્રંથબદ્ધ થશે તેવી આશા છે.

મણાર લોકશાળા, મનુભાઈ પંચોળી

તા. ૧૧–૨–૭૨

# પૂજાલાલ રણછોડદાસ દલવાડી

## [ જન્મ ઈ. સ. ૧૯૦૧ ]

**વતન** : ગોધરા ( જિ. પંચમહાલ )

**કૃતિઓ** : પારિજાત, જપમાળા, ઊર્મિમાળા, ગીતિકા, શુભાક્ષરી, પ્રભાતગીત, આરાધિકા વગેરે.

### દાદા

હર્યાભર્યા કુટુંબજીવનની છાયા સમા દાદાનું સુરેખ ચિત્ર પૂજાલાલે કેવી ઉચિત ઉપમા દ્વારા ઉપસાવ્યું છે !

અમારા એ દાદા, વિપુલ વડના ઝુંડ સરખા,
વિશાળી છાયાએ સકલ અમ સંતાપ હરતા,
હજારો બાહુઓ પ્રણયમય વિસ્તારિત કરી
લઈ હૈયે ઊંડે ભરત હૃદયે ટાઢક ભલી.

દેહથી વૃદ્ધ પણ અનુભવે સમૃદ્ધ એવા વડીલ સાથેનાં શિશુજીવનનાં સંભારણાં હરકોઈને પુલકિત કરે તેવાં હોય છે. બાળકોના જેવો જ સરલ અને સ્નેહનીતરતો ચહેરો જિંદગીનું સંભારણું બની જાય તેવો છે. દાદાની સાથે ગાળેલા દિવસો, એમની સાથે કરેલી કુસ્તી, એમના બોખા મોં અને બોડા માથા પર ફેરવેલા હાથ, એમની પાસેથી સાંભળેલી વાર્તાઓ અને તોફાન કરી માબાપના ઠપકા વખતે મેળવેલી તેમની ઓથ મનનો થાક ઉતારે તેવાં હોય છે. આવા પ્રેમાળ દાદાને કારણે માનવીય સંસ્કારો રેડાયા સિવાય કેમ રહે ! પ્રેમ એક રસાયણ છે, જેનાથી જીવનના અનેક અવગુણોનું ગુણોમાં પરિવર્તન થઈ શકે છે. પ્રેમથી જેઓ વંચિત રહે છે તેમણે અનેક સામાજિક સમસ્યાઓ ઊભી કર્યાના સમાજ પાસે દાખલા છે.

આજે વિભક્ત કુટુંબ અને વ્યક્તિગત જીવન તરફની ઘેલછા વધી રહી છે ત્યાં સહયોગી જીવનની કલ્પના કેવી રીતે પાંગરી શકે ? આજનો યુગ સમાનતા ને સહકારની વાતો કરે છે, ત્યારે બીજી બાજુ સામાજિક જીવનના પાયાનું એકમ–કુટુંબ અને વ્યક્તિ બંને જુદી દિશામાં ગતિ કરી રહ્યાં છે. આ સ્થિતિમાં સહયોગ કે સમાનતાની આશા ક્યાંથી રાખી શકાય ? એના પાયામાં જ પ્રેમથી વંચિત રહેતાં બાળકો છે. અને તેથી કવિમુખેથી નિરાશા પ્રગટી જાય છે. એવા દાદા આજે દુર્લભ બન્યા છે, જે શિશુસુમનને સ્નેહથી પરિપ્લાવિત કરી સમાજમાં મહેકતું કરી શકે.

કૂંફાળ અને હેતાળ એવા દાદાનાં સંસ્મરણોને તેમ જ એ વખતના શિશુભાવોની લીલાને પૂજાલાલે જુદા જુદા છંદોમાં ગાઈ છે. અને એ દ્વારા આપણે પણ, દાદા સાથે ગાળેલા દિવસોની મધુર યાદમાં ડૂબી જઈએ છીએ.

## દાદા

(શિખરણી)

અમારા એ દાદા, વિપુલ વડના ઝુંડ સરખા
વિશાળી છાયાએ સકલ અમ સંતાપ હરતા,
હજારો બાહુઓ પ્રણયમય વિસ્તારિત કરી
લઈ હૈયે ઊંડે ભરત હૃદયે ટાઢક ભલી.

હતું એ હૈયું તો ગહનરસ ગંભીર દરિયો,
અને નેનો ઊંડાં અમરતતણા કૂપ સરખાં;
હતા માના મીઠા અધર નવલા જીર્ણ વદને,
જહીં રેખે રેખે જનક અમ અંકાયલ હતા.

(અનુષ્ટુપ)

સુખે સાથી અને ભાગી દુ:ખમાં બાળકોતણા,
સ્વભાવે બાળના જેવા દાદા આશ્વાસન સમા.

(ઉપજાતિ)

રિસાઈ દાદાતણી સોડમાં અમે
મનામણાંનાં સુખ માણવા જતાં;
આંસુ ઝૂમંતાં શિશુલોચનોને
દાદા તણો વત્સલ હસ્ત લૂછતો.
વળી ગયેલા વળીને વિશેષ
પંપાળતા પીઠ, હથેળી વચ્ચે
લઈ અમારું મુખ અશ્રુભીંજ્યું
સ્વયં બની ગદ્દગદકંઠ ચૂમતા :
મનામણાંનાં મધુ વેણ ઊચરી
હસાવતા લોચનનાં જલોને.

(અનુષ્ટુપ)

દાદા ડુંગરના જેવા પ્રેમપાયે વિરાજતા,
ખેલતાં ઝરણાં જેવાં બાળકોને નિહાળતા.

(શાર્દૂલવિક્રીડિત)

પત્રો પાનખરે ખરી જ્યમ પડે તે રીત દાદાતણા
ધોળા વાળ ખરી જઈ ચળકતી માથે પડી તાલકી;

ત્યાં કેવાં કરને કુતૂહલભર્યાં બાળો ઘસંતાં અમો,
ને દાદા શિશુશું હસી અમ શિરે જુલફાં ગ્રહે ઊઠતાં.

( ઉપજાતિ )

હસાવતા ખેલવતા, કુદાવતા
ને મલ્લકુસ્તી નિજશું કરાવતા;
હારી જઈને અમ પીઠ થાબડી
'શાબાશ શાબાશ' કહી રિઝવતા.

( અનુષ્ટુપ )

પડે વાંક, લડે માડી, બાપુ ઉગ્ર બની જતા;
અમે દોડી જઈ દાદાતણો આશ્રય સેવતા,
આંખ કો કાઢતું તો તો દાદાજી કેસરી સમા
તડૂકી ઊઠતા; બાળ અમે વિજય માનતા.

( ઉપજાતિ )

સાથે સુવાડી કહી મીઠી વાતો
મિચાવી દે ઘેનભરેલ આંખો;
સ્વપ્ને ધરીને પરીઓની પાંખો;
વાર્તાવિહારે ઊડતા અમે તો.

"હજુય શું ઘોરી રહ્યો અઘોરી ?"
ઢંઢોળવા મા જતી એમ બોલી:
"દે ઝંપવા ફૂલડું થાક્યુંપાક્યું"
વારે કહી વાત્સલ એમ દાદા.

દાદા જ સામા ઊઠતાં સવારે
આશિષમૂર્તિ સમ 'આવ બેટા'
કહી ઉપાડી નિજ અંકમાં લે
માથે મૂકી હાથ લળી ચૂમી લે.

( અનુષ્ટુપ )

એકલા ના કદી બેસે દાદાજી ભોજનક્ષણે:
અન્ન ના ભાવતું બાળ જો બેઠાં હોય ના કને.

(મિશ્રજાતિ)

નાના બનાવી મધુ કોળિયાઓ
મુખે અમારા ધરતા અથાક્યા :
ખવાડવામાં નિજ ભૂખ ભૂલતા,
સંતોષતા ભાવની ભૂખ ભારે.

જો નીકળે બ્હાર બજાર દાદા
નિશાળમાં નિશ્ચય આવવાના :
ટેકો દઈ વાંસની લાકડીનો
બોલાવીને બે જંઈ આપવાના.

મ્હેતાજીને કહે "ભૂલચૂક થાયે
તોયે ભલા આંખ બતાવતા ના;
આ બાળકું તો હજુ ફૂલડું છે,
મુખે હજુ ધાવણ આ જણાયે."

શેરી મહીં ખેલત બાલબંધુઓ
સાથે અમે પીંપળ–છાય નીચે;
પંખેરુ જ્યાં ગાન અખંડ ગાતાં,
ને પાંદડાં તાલ બધાં બજાવતાં.

દાદા પડીકું લઈને મીઠાઈનું
બજારથી ત્યાં અમ પાસ આવતા,
મુખે અમારે કંઈ પાણી છૂટતું,
શી જાફતો ત્યાં તરુ હેઠ જામતી !

(અનુષ્ટુપ)

દાદાનાં સ્મરણો આવાં ખુટાડયાં ખૂટતાં નથી,
એકેક સ્મરણે આંખ ભિંજાયે સ્નેહને જળે.
પ્રાણતારે પરોવાયા મણકા સ્મરણોતણા;
ગયા દાદા, પરંતુ એ જપની માળ જીવતી !

(શિખરિણી)

ગયા દાદા વ્હાલા, પ્રતિનિધિ ગઈ પેઢી ભરના !
ગળ્યો કાળાબ્ધિના જળમહીં મહાડુંગર ગળ્યો !

ગઈ મીઠેરી એ હૃદય હરિયાળી ઊડી ગઈ!
ભલાઈ, ભોળાઈ ગઈ! પ્રણયવેલી ગઈ બળી!

ગયા દાદા વ્હાલા અમ ભવનના શંભુ સરખા!
હવે સૂના વાસે બજત ભણકારા ગતતણા.
છબી હૈયે કોરી સજીવન થઈ માનસપટે
ઝરંતાં આંસુની ઉપર લળતી એ હજુય આ!

હવે તો દાદાઓ દુરલભ થયા, દારુણ સમો.
અકાળે બાળો જ્યાં કરમઈ જતાં, શી રીત તહીં
રહે વાસો દાદા? શિશુસુમનિયાંને લઈ સુખે
ખિલાવીને ખીલે અમરત-રસ્યા નંદન વિષે.

['પારિજાત'માંથી]

## શબ્દો

પ્રણય - પ્રેમ. **કૂપ** - કૂવો. **અધર** - હોઠ. **વદન** - મોં. **જનક** - પિતા. **જ્યાફતો** - મિજબાની, ઉજાણી. **તરુ** - વૃક્ષ. **કાળાબ્ધિ** - કાળરૂપી દરિયો. **દારુણ** - ભયાનક. **શિશુસુમનિયાં** - બાળકોરૂપી ફૂલો.

## - સ્વાધ્યાય -

૧. દાદા સાથેનાં શિશુ સમયનાં સંભારણાં 'દાદા' કાવ્યને આધારે લખો.

૨. દાદા માટે વપરાયેલી ઉપમાઓ કઈ છે? એમની યોગ્યતા વિશે ચર્ચા કરો.

૩. 'હવે તો દાદાઓ દુરલભ થયા' એવી નિરાશા કવિ શાથી દાખવે છે?

૪. કાવ્યની પહેલી બે કડીઓ સમજાવો.

૫. કાવ્યમાં યોજાયેલા છંદોનું અવલોકન અને અભ્યાસ કરો.

૬. બાળકોને ન મારવાનો ભાવ દાદા શાથી પ્રગટ કરતા હશે?

૭. કવિના મનોભાવ વ્યક્ત કરો:
(૧) ખવાડવામાં નિજ ભાગ ભૂલતા. (૨) મુખે હજી ધાવણ આ જણાયે.
(૩) ગયા દાદા, પરંતુ એ જાપની માળ જીવતી. (૪) પ્રણયવેલી ગઈ બળી.

પ્રવૃત્તિ : (૧) 'દાદા હોત તો' એ વિષય પર તમારો સ્વાનુભવ લખો.
(૨) 'દાદા' શબ્દ કયા કયા અર્થમાં વપરાય છે તેની નોંધ કરો.
(૩) દેશના દાદા કોઈ હોઈ શકે ખરા? એ વિષે ચર્ચા કરો.

■

# દામોદરદાસ ખુશાલદાસ બોટાદકર

## [ ઈ. સ. ૧૮૭૦ થી ઈ. સ. ૧૯૨૪ ]

**વતન** : બોટાદ (સૌરાષ્ટ્ર)

**કૃતિઓ** : રાસતરંગિણી, કાવ્યસરિતા, શૈવલિની, સ્રોતસ્વિની, કિલ્લોલિની તથા નિર્ઝરિણી.

## માતૃગુંજન

આજે થોકબંધ રચાતાં કાવ્યોમાં નારીજીવનને અનેકવિધ રીતે રજૂ કરવામાં આવે છે, પણ નારીહૃદયનાં મનભરીને ગાન કોઈએ ગાયાં હોય તો તે બોટાદકરે. તેઓ નારીહૃદયના જ કવિ હતા તેમ કહીએ તો ખોટું નથી. સ્ત્રીનાં વિવિધ સ્વરૂપો જેવાં કે, કન્યા, બહેન, નણંદ, નવોઢા, ગૃહિણી, માતા કે વિધવા, એનાં અનેક ગીતો રચી સ્ત્રીઓના મનોભાવને સહજ રીતે પ્રગટ કરનારાં એવાં અનુપમ સ્વાભાવોક્તિવાળાં શબ્દચિત્રો દોર્યાં છે, કે જે આજે પણ કંઈકને એ પ્રેરણા પૂરે તેવાં છે. તેમાંય નારીના માતૃસ્વરૂપને ગાવામાં કવિની કલમ વિશેષ ખીલી છે. માતૃવાત્સલ્યે જ સંસારનાં બળ્યાંઝળ્યાં હૃદયોને સ્નેહભીનાં બનાવી પ્રાણ પૂર્યા છે.

શાકુન્તલના ચોથા અંકમાં કાલિદાસે શકુન્તલાની વિદાય પ્રસંગે માનવ અને પ્રકૃતિના અભેદને ઘૂંટી માનવહૃદયને રોવડાવ્યું છે. કાલિદાસ તો સાક્ષરોના પણ સાક્ષર–કવિકુલગુરુ; જ્યારે બોટાદકર તો સામાન્ય ગામઠી શાળાના છ ચોપડી ભણેલા શિક્ષક. છતાં કવિહૃદયો કેવું સમસંવેદન અનુભવે છે અને એને ખૂબીથી રજૂ કરે છે!! વાતાવરણ જાણે જીવંત અને તાદશ બની જાય છે. 'માતૃગુંજન' દીકરીને સાસરે વળાવતી વખતની માની મનોવેદનાનું કાવ્ય છે. કાવ્યની વાણી એવી ભાવવાહી છે કે માનો વલોપાત અને સ્વજનોનાં ડૂસકાં વાચક જાણે સાંભળતો ન હોય!

શાકુન્તલ કાવ્યમાં પશુ, પંખી અને વનસ્પતિને ઉદ્દેશીને કણ્વમુનિ શકુંતલા માટે શાંતાનુકૂલ વાતાવરણ સર્જવા કહે છે. અહીં માતા, ઓરી, ધરા, વિહંગડાં અને વનદેવીઓને દીકરી માટે સાનુકૂળ વાતાવરણ સર્જવા માતા કહે છે.

કાવ્યની પ્રથમ કડીમાં જે સંવેદનાભર્યું વાતાવરણ રચાય છે તેની અસર સમગ્ર કાવ્ય દરમિયાન રહે છે એટલું જ નહીં પણ વાર્તામાં જેમ અંતભાગે પરાકાષ્ઠા આવે છે તેમ અહીં 'હાય, હણાયલી માતને રે ચડી અંતર ચીરે' દ્વારા તે વાચકના મનનો હળવેથી પણ ગંભીર ભાવે કબજો લઈ લે છે.

## માતૃગુંજન

આછાં નીરે ઊછળી રહી રે પેલી વાહિની વાધે,
આંસુભરી અલબેલડી રે આજ સાસરી સાધે;
વહાલાં અનેક વળામણે રે એક અંતર ફાટે,
જેઠ તપી રહ્યો જગતમાં રે એને શ્રાવણ આંખે.

આજ મરી જતી માવડી રે એને કાળજે કાણાં,
દૂધ ભર્યું હજી દાંતમાં રે એને આપવાં આણાં,
ઢોલીડા! ઢોલ ઢબૂકતો રે દાંડી રોકજે તારો
ઘાવ ઊંડા ઘટમાં પડે રે નથી વેઠવા વારો.

ધમધમ ગાજતી ગોંદરે રે આવી વેલડી ઊભી,
રોકી શકે નહીં રાંકડી રે જતી મહિયર મોંઘી;
ધોરી! ધીરે તમે ચાલજો રે મારું ફૂલ ન ફરકે,
ઊડી જશે પળ એકમાં રે એનું કાળજું ધડકે.

સાસરવાટ શીલાભરી રે એને છેક અજાણી,
ક્યાંય શીળી નથી છાંયડી રે નથી પન્થમાં પાણી;
લાજભરી મારી લાડકી રે એને મોઢડે તાળાં,
કોણ પળેપળ પૂછશે રે દુઃખ જોઈ દયાળાં.

આજ તમે કયમ આવડો રે કે'ને સૂરજ શાણા?
ખાલી ઉરે ખમશે નહિ રે તીણા નહોર એ તારા;
આગ ભલે મુજ અંતરે રે વરસાવજે વીરા!
જાઈનો પન્થ તો જાળવી રે રથ ખેડજે રૂડા.

ઊડતી વાટે વસુમતી રે તારી રોકજે રેણુ,
કમળ કળી થકી કોમળું રે બહેની! અંગ છે એનું;
ઊંચાં નીચાં તારાં અંગને રે સખિ! દે ને શમાવી,
જાત કઠણ એને જોઈને રે દાડી કરજે સુંવાળી.

વન વન વીંઝતા વાયરા રે એને સાચવી વાજો,
વીર સમા ઓ વળાવિયા રે! વાટે ઠાવકા થાજો;
ઘામ વળે એને ઘૂમટે રે, ઝીણા વીંઝણા દેજો,
પાલવડાને પલાળતાં રે લૂછી આંસુડાં લેજો.

વહાલભરી વનદેવીઓ રે ! ઊંડા આદર દેજો,
જતન કરી એના જીવનું રે મીઠાં મીઠડાં લેજો;
ઝૂકી રહ્યા પંથ ઝાડવાં રે દેજો સોરમ છાયા,
એક દાડી એને કારણે રે મન રાખજો માયા.

વાટનાં વીર વિહંગડાં રે ! એની સોબતે રે'જો,
ગીત નવાં નવાં ગાઈને રે ઊંડી ધીરજ દેજો;
હૈયાસૂની હબકી જતી રે એને રાખજો રાજી,
મેં તો ત્યજી હવે હાથથી રે હતી જાળવી ઝાઝી.

દીકરી વ્યોમની વાદળી રે દેવલોકની દેવી,
જોઈ ન જોઈ વહી જતી રે વન પંખણી જેવી;
આજ મારી તણે આંગણે રે રૂડા રાસડા લેતી,
કાલ્ય અગોચર ભોમમાં રે ડગ ધ્રૂજતાં દેતી.

સાયર સાચલ સાસરું રે એનાં નીર તો ઊંડાં,
દોડી દોડી કરે ડોકિયાં રે મહીં જળચર ભૂંડાં.
મીઠા તળાવની માછલી રે પાણી એ કયમ પીશે ?
ઘેરા એના ઘુઘવાટથી રે મારી બાળકો બીશે.

જાય અહો ! વહી વેલડી રે વીલી માત વિમાસે,
સૂનું થયું જગ સામટું રે ભૂમિ ડોલતી ભાસે;
કોનો અનિલ આ એકલો રે વહે ધ્રુસકા ધીરે,
હાય ! હબાયલી માતને રે ચડી અંતરે ચીરે.

['રાસતરંગિણી'માંથી]

## શબ્દો

**વાહિની** - નદી. **વાધે** - વધે, છલકે. **મહિયર** - પિયર. **ધોરી** - બળદ.
**હબકી** - બી જવું. ઝબકી જવું. **વ્યોમ** - આકાશ. **વીલી** - નિરાશ થયેલી.
**અનિલ** - પવન. **અગોચર** - જ્યાં પહોંચવું મુશ્કેલ છે એવી, અજાણી. **જાઈ** - દીકરી.
**વસુમતી** - ધરતી. **રેણુ** - ધૂળ. **ઠાવકા** - ડાહ્યા. **મીઠડાં** - દુઃખણાં. **સોરમ** - સુવાસ.
**વિમાસે** - વિમાસણ કરવી, ચિંતા કરવી. **સામટું** - સાથે. **સાયર** - સાગર.
**સાચલ** - સ + અચલ = અંદર છુપા પહાડોવાળું. **જળચર** - માછલાં વગેરે.

## - સ્વાધ્યાય -

૧. કયો વિચાર કરીને માનું 'અંતર ફાટે છે?'

૨. દીકરીને વાટમાં સાચવવા માટેની ભલામણ મા કોને કોને કરે છે?

૩. 'દીકરી કોમળ છે' એ વાત મા કઈ કઈ રીતે દર્શાવે છે?

૪. (૧) સાસરવાટ શીલાભરી કઈ રીતે છે?
(૨) સાસરું સાયર જેવું સાયલ શાથી છે?

૫. દીકરીને સાસરે જતી જોઈ માના હૃદયમાં જે વલોપાત થાય છે તેને તમારા શબ્દમાં વર્ણવો.

૬. સમજાવો : (૧) જેઠ તપી રહ્યો જગતમાં રે એને શ્રાવણ આંખે.
(૨) ઊનો અનિલ આ એકલો રે વહે ધ્રુસકા ધીરે.

૭. કવિ માતાને 'હણાયેલી' શા અર્થમાં કહે છે? તમે સંમત છો?

૮. 'કાવ્ય દ્વારા આપણે તાદશતા અનુભવીએ છીએ' અંગે તમારો ભાવ વ્યક્ત કરો.

પ્રવૃત્તિ : (૧) શાકુંતલ કાવ્યમાંથી કન્યાવિદાયવાળો પ્રસંગ વાંચો અને પિતૃહૃદયનું સંવેદન કેવું છે તે સમજો.

(૨) બહેનને સાસરે વળાવતી વખતે મોટાભાઈનું હૃદય કેવો ભાવ અનુભવે છે તે વિષેની માહિતી મેળવો.

# ત્રિભોવનદાસ પુરુષોત્તમદાસ લુહાર (સુંદરમ્)

[ જન્મ ઈ. સ. ૧૯૦૮ ]

**વતન** : મિયાંમાતર (જિલ્લો ભરૂચ)

**કૃતિઓ** : કાવ્યમંગલા, કડવી વાણી, વસુધા, યાત્રા, અર્વાચીન કવિતા, અવલોકના, ચિદંબરા વગેરે

## બાનો ફોટોગ્રાફ

સહૃદયી કવિ એક સામાન્ય ગણાતા પ્રસંગને પણ કેવી મર્મવેધક વાણીમાં રજૂ કરી શકે છે, તેનું આ કાવ્ય એક સરસ ઉદાહરણ છે. ગંભીર તેમ જ હળવા પ્રસંગોમાં સુંદરમ્‌ની કાવ્યપ્રતિભા સરળ રીતે વિકસે છે.

સમાજની વિધવાઓની કરુણતા ચીતરવાનો એક સફળ પ્રયત્ન આ કાવ્ય દ્વારા અહીં થયો છે. બિચારી વિધવાઓનું ઘરમાં કે સમાજમાં કેવું સ્થાન હોય છે? ઘરનાં કામના ઢસરડા કરતી બધાંની ચિંતા એ કરે છે. પણ તેની ચિંતા કરનારું કોણ હોય છે! જીવનના આનંદ-ઉલ્લાસ એને માટે નથી. એને માટે તો છે વેદના અને વલોપાત. જિંદગી કાપવી એ જ જાણે હવે તેનું લક્ષ્ય રહ્યું હોય છે. આમ જ્યાં વેતરાં કરી જીવન ટકાવી રાખવામાં ફક્ત એક જ આશા એમને હોય છે: બાળકોનું ભાવિ.

અહીં રજૂ થયેલો પ્રસંગ સાદો છે: ફોટો પડાવવાનો. ફોટો પડાવવાના જૂઠા વર્તમાનથી કવિ આપણને બાના સાચા પણ કારમા ભૂતકાળમાં લઈ જાય છે. સૌની ઉપેક્ષિતા બિચારી વિધવા બાનું ભૂતકાળનું જીવન કેવું કપરું વીત્યું છે તે દર્શાવતાં કવિ કહી દે છે: "પ્લેટ શું, જિંદગીઓ કૈં બગડી રે હરિ હરિ!"

કાવ્યની અંતિમ બે પંક્તિઓ દ્વારા, કવિ, સમગ્ર પ્રસંગના હાર્દમાં રહેલા [illegible] તથ્યને પ્રકટ કરી દે છે.

## બાનો ફોટોગ્રાફ

(અનુષ્ટુપ)

અમે બે ભાઈ બાને લૈ ગયા ફોટો પડાવવા
ભાવતાલ કરી નક્કી સ્ટુડિયોમાં પછી ચડ્યા.
ભવ્ય શા સ્ટુડિયોમાં ત્યાં ભરેલી ખુરશી પરે,
બાને બેસાડી, તૈયારી ફોટો લેવા પછી થતી.
'જરા આ પગ લંબાવો, ડોક આમ ટટાર બા!'
કહેતો મીઠડા શબ્દે ફોટોગ્રાફર ત્યાં ફરે.
સાડીની કોર ને પાલવ શિરે ઓઢેલ ભાગ જ્યાં
ગોઠવ્યાં શોભીતી રીતે, ફૂલ, પુસ્તક પાસમાં.

સ્હેરાપે તેજ ને છાયા શોભતાં લાવવા પછી
પડદા છાપરામાંહે આમ ને તેમ ગોઠવ્યા.
શામળા વસ્ત્રથી ઢાંકયા, 'કૅમેરા'માં લહી લહી
લઈને જોઈતું 'ફોકસ' 'પ્લેટ' તેમાં ધરી પછી.

ઢાંકણું ખોલતા પ્હેલાં સૂચના આમ આપતો
અજાણ્યો, મીઠડો ખાલી ફોટોગ્રાફર બોલિયો:
'જોજો બા સ્થિર, ત્યાં સામું, શોક ને ક્ષોભ વિસ્મરી.
ઘરમાં જેમ બેઠાં હો, હસતાં સુખડાં સ્મરી.

આછેરું હસજો ને બા, પાંપણો પલકે નહીં,
રાખશો જેવું મોં તેવું બરાબર પડશે અહીં.'
અને બા હસતી કેવું જોવાને હું જહીં ફર્યો,
જૂઠડા વર્તમાનેથી કારમા ભૂતમાં સર્યો.

હસવાં રડવાં બેમાં નમતું કોણ ત્રાજવું ?
જિંદગી જોઈ ના જોખી કોઈએ કદી બા તણી.
યૌવને વિધવા, પેટે છોકરાં ચાર, સાસરે
સાસુ ને સસરા કેરા આશ્રયે બા પડી હતી.

વૈતરું ઘર આખાનું કરીને દિન ગાળતી,
પુત્રોના ભાવિની સામું ભાળીને ઉર ઠારતી.
બાએ ના જિંદગી જોઈ ઘરની ઘોલકી ત્યજી,
એને કો'એ ન સંભાળી, સૌને સંભાળતી છતાં.

ઘસાતી દેહમાં એના રોગ ને દોગ ઊતર્યા,
સૌની બેપરવાઈથી દર્દ દુઃસાધ્યશું થયું.
અને બાના પ્રતિ સૌને કરુણા પ્રેમ ઊમટ્યાં,
એહના મનને રાજી રાખવા મથતાં બધાં.

આછેરા માતૃપ્રેમે ને આછા કર્તવ્યભાનથી,
પ્રેરાઈને અમે ચાલ્યા દવા બાની કરાવવા.
બતાવ્યાં શ્હેર બાને ત્યાં બંગલા, બાગ, મ્હેલ કૈં,
સિનેમા નાટકો કૈં કૈં, ગાડીઘોડે ઘુમાવીને.

અમારા પ્રેમ કે સ્વાર્થતણા સ્મારકશો, અમે
અનિષ્ટો શંકતાં ઇચ્છ્યું, બાનો ફોટો પડાવવા.
અને ત્યાં નમતા પહોરે ફોટોગ્રાફરને તહીં,
અમે બે ભાઈ બાને લૈ ગયા ફોટો પડાવવા.

પુત્રોથી, પતિથી, સાસુસસરાથી અરે! બધા
વિશ્વથી સર્વદા સાચ્ચે બિચારી બા ઉપેક્ષિતા.
પડાવા બેઠી ત્યાં ફોટો, ફોટોગ્રાફર ત્યાં ઊભો
અજાણ્યો મીઠડો, ખાલી હસવા ત્યાં કહી રહ્યો.

અને બા હસતી કેવું જોવાને હું ફર્યો જહીં
બોરશું આંસુ અક્ષે બાને નેત્રે ઠર્યું તહીં.
ચિડાયો ચિત્ર લેનારો 'બગડી પ્લેટ માહરી'
પ્લેટ શું જિન્દગીઓ કૈં બગડી રે હરિ, હરિ.

['કાવ્યમંગલા'માંથી]

### શબ્દો

**વેતરું** - થાક કે કંટાળો ઉપજે તેવું કામ. **દુઃસાધ્ય** - મુશ્કેલીથી મટે એવું. **ઉપેક્ષિતા** - દરકાર ન લેવાયેલી, હિસાબમાંથી કાઢી નંખાયેલી. **અનિષ્ટો શંકતાં** - ખરાબ શંકા કરતાં કે કદાચ બા આ રોગમાંથી બેઠી ન થાય

## દિનકરરાય કેશવલાલ વૈદ્ય 'મીનપિયાસી'

[ જન્મ ઈ. સ. ૧૯૧૦ ]

**વતન** : ચૂડા (સૌરાષ્ટ્ર)

**કૃતિઓ** : વર્ષાજલ (કાવ્યસંગ્રહ)

### કબૂતરોનું ઘૂ-ઘૂ-ઘૂ

પ્રાસમેળમાંથી કેવો અસરકારક ધ્વનિ ઊભો થઈ શકે છે તે 'કબૂતરોનું ઘૂ-ઘૂ-ઘૂ'માં અનુભવી શકશો. આ પશુ-પંખીઓ કરતાં ક્યારેક માણસ વધારે ઊતરતો દેખાય છે. પશુ-પંખીના કેટલાક અવગુણો તો વળી માણસમાં વધારેપડતા ફાલ્યા-ફૂલ્યા છે. આપણી દુનિયાનો એક મોટો સવાલ અસમાનતા અને રંકજનો તરફ બેપરવાહી છે. તે બન્ને વિષે કવિએ અહીં સાદી ભાષામાં પણ તાકીને બાણ માર્યાં છે.

### કબૂતરોનું ઘૂ-ઘૂ-ઘૂ

કબૂતરોનું ઘૂ – ઘૂ – ઘૂ
કોયલ કૂજે કૂ – કૂ – કૂ
ને ભમરા ગુંજે ગું – ગું – ગું
કબૂતરોનું ઘૂ – ઘૂ – ઘૂ.

ચકલાં–ઉંદર ચું – ચું – ચું, ને છછૂંદરોનું છું–છું–છું;
કૂજનમાં શી કક્કાવારી! હું કુદરતને પૂછું છું,
ઘુવડ સમા ઘુઘવાટા કરતો માનવ ઘૂરકે હું – હું – હું
કબૂતરોનું ઘૂ – ઘૂ – ઘૂ.

લખપતિઓના લાખ નફામાં, સાચું ખોટું કળવું શું!
ટંકટંકની રોટી માટે રંકજનોને રળવું શું!
હરિ ભજે છે હોલો પેલો: પીડિતોનો પરભુ તું! પરભુ તું.
કબૂતરોનું ઘૂ – ઘૂ – ઘૂ.

સમાનતાનો સમય થયો ત્યાં, ઊંચું શું ને નીચું શું?
ફૂલ્યાફાલ્યા ફરી કરો કાં ફણીધરોશાં ફૂં – ફૂં – ફૂં?
થોભી જતાં થાંથા થૈને, સમાજ કરશે થૂ થૂ થૂ!
કબૂતરોનું ઘૂ – ઘૂ – ઘૂ.

પરમેશ્વર તો પહેલું પૂછશે: 'કોઈનું સુખદુ:ખ પૂછ્યું'તું ?
દર્દભરી દુનિયામાં જઈને, કોઈનું આંસુ લૂછ્યું'તું ?'
ગેં ગેં ફેં ફેં કરતા કહેશો : હેં હેં હેં હેં ! શું ? શું ? શું ?
કબૂતરોનું ઘૂ - ઘૂ - ઘૂ.

['વર્ષાજલ'માંથી']

## શબ્દો

**કૂજે** - બોલે. **કૂજન** - પક્ષીઓનું બોલવું. માનવ હું - હું - હું બોલે છે જે 'હ' કક્કાવારીમાં છેલ્લો અક્ષર છે. **કળવું** - પારખવું. **થાંથા** - મંદ. **ફણીધર** - સર્પ. **ગેંગેં ફેંફેં કરવું** - ગભરાટ થવો, લોચા વાળવા.

## - સ્વાધ્યાય -

૧. પશુ-પ્રાણી-પંખીની બોલીના ધ્વનિપ્રકારો કયા કયા છે તે નોંધો.

૨. કુદરતની કક્કાવારીમાં મનુષ્ય છેલ્લે શા માટે છે ?

૩. લખપતિની અને રંકજનની કમાણી વિષે તમારો અભિપ્રાય દર્શાવો.

૪. 'સમાનતાનો સમય થયો છે' તેવા કવિના અભિપ્રાય સાથે તમે સંમત છો ? શા માટે ?

૫. મોટી સંપત્તિ ધારણ કરનારાને કવિ શી ચેતવણી આપે છે? તેવી ચેતવણીની શી જરૂર છે ?

૬. ધનિકોને ફણીધરની ઉપમા કેમ આપવામાં આવી છે ?

૭. તમે કેવા પ્રકારની સમાનતા ઇચ્છો છો ?

૮. કબૂતરોનું ઘૂ-ઘૂ-ઘૂ કહી કવિ શું વ્યક્ત કરવા ઇચ્છે છે ?

**પ્રવૃત્તિ :** કાવ્યની અંતિમ કંડિકાના આધારે નાનકડો સંવાદ રચો.

# પ્રેમાનંદ

## [ ઈ. સ. ૧૬૩૬ થી ૧૭૩૪ ]

**વતન** : વડોદરા

**કૃતિઓ** : સુદામાચરિત્ર, મામેરું, નરસિંહ મહેતાની હૂંડી, નળાખ્યાન, ઓખાહરણ, રણયજ્ઞ, દ્રૌપદીસ્વયંવર, સુભદ્રાહરણ, દશમસ્કંધ વગેરે.

## હામ ભૂલ્યો પણ શ્રામ નિશ્ચે

'સુદામાચરિત'ના અંતભાગનું આ કડવું છે.

ભગવાન સુદામાજીના તાંદુલ લઈ લે છે અને નીકળતી વખતે હાથમાં પ્રત્યક્ષ કાંઈ આપતા નથી. સુદામાનો જીવ ઘડીભર તેથી શંકા-કુશંકાએ ચડે છે પણ પછી 'સારું થયું જે ધન ન મળ્યું, નહીંતર હરિની ભક્તિ ભૂલી જાત' તેમ મન વાળી ઘેર આવે છે.

પોતાના ગામમાં આવીને જુએ છે તો ઝૂંપડી ક્યાંય દેખાતી નથી, પણ એને ઠેકાણે કાંચનનાં મોટાં ધામ થઈ ગયાં છે. સુદામાને થાય છે 'ઝૂંપડી ગઈ તો ભલે ગઈ પણ મારું કુટુંબ ક્યાં ગયું?'

'ત્રુટી સરખી ઝૂંપડી ને લૂંટી સરખી નાર;
છળ્યાં સરખાં છોકરાં, તે ન મળ્યાં બીજી વાર!'

એ વખતે સુદામાની પત્ની જે કૃષ્ણકૃપાએ કરી પદ્મિની જેવી બની ગઈ હતી તે દાસીઓની સાથે સુદામાને તેડવા આવે છે. પ્રેમાનંદે તે વખતની સુદામાની સરળ અને ભોળી વૃત્તિનું આપણને જે દર્શન કરાવ્યું છે, તેમાં એક બાજુ હાસ્યરસ ડોકાય છે તો બીજી બાજુ ભક્તની નિર્મળ મનોવૃત્તિનાં દર્શન થાય છે. એક સાથે બે અલગ અલગ ભાવો આપણે અનુભવીએ છીએ. સુદામો નથી પોતાના ઘરને ઓળખી શકતો કે નથી ઓળખી શકતો પોતાની પત્નીને. એટલે 'સહેજે ઘર જોઉં છું, મારા મનમાં કપટ નથી, ભોગાસક્તિથી નથી આવ્યો, મને પરમેશ્વરની આણ' કહે છે, અને છતાં પત્ની તેનો હાથ પકડે છે ત્યારે બોલી ઊઠે છે,

'પાપિણીઓ, ઈશ્વર પૂછશે, મને કાં આણો છો લાજ?'

સુદામો ઈશ્વરની કૃપાને પાત્ર હતો તેની, એક બાજુ આપણને હસાવી, સુદામાનો ટોળ કરી કવિ આપણને ખાતરી કરાવે છે. ભક્તપત્ની પોતાના સ્વામીને ઓળખે છે તેથી જ તે પહેલાંથી જ કહી નાખે છે,

'સ્વામી મારા, રખે દેતા મને શાપ;
દુઃખદારિદ્ર ગયાં ને ઘર થયાં, શ્રી કૃષ્ણચરણ-પ્રતાપ.'

કવિએ એક જ કડવામાં કરુણ, હાસ્ય અને શાંત ત્રણે રસોની અનોખી જમાવટ કરી છે.

## ઠામ ભૂલ્યો પણ ગ્રામ નિશ્ચે

ઋષિજી ભાખે હરિગુણ ગ્રામજી, ગોઠવણ કરતાં આવ્યું ગામજી;
દીઠાં મંદિર કંચન-ધામજી, ઋષિ વિચારે શું ભૂલ્યો ઠામજી?

[ઢાળ]

ઠામ ભૂલ્યો પણ ગ્રામ નિશ્ચે, આ ધામ કો ધનવંતનાં;
એ ભવનમાં વસતો હશે, જેણે સેવ્યા ચરણ ભગવંતના.
એવું વિચારીને વિપ્ર વળિયો નગરી અવલોકન કરી,
એંધાણી સહુ જોતો જોતો, આવ્યો મંદિર ફરી.
સુદામોજી સાંસે પડયા, વિચાર કીધો વેગળે રહી;
'આ ભવન ભારે કોણે કીધાં? પર્ણકુટી મારી ક્યાં ગઈ?
એ વિશ્વકર્માએ રચી રચના; મનુષ્ય પામર શું કરે!
પણ કુટુંબ મારું ક્યાં ગયું?' ઋષિ વામ દક્ષિણ ફેરા ફરે.
કોકિલ બોલે, હસ્તી ડોલે, હયશાળામાં હય હણહણે;
દાસી કનક-કલશે નીર લાવે, ઊભા અનંત સેવક આંગણે.
દુંદુભિ વાજે ને ડોલ ગાજે, માંડવે નાટારંભ થાય છે;
મૃદંગ ઢમકે, ઘૂઘરી ઘમકે, ગીત ગુણીજન ગાય છે.
જોઈ સુદામો નિઃશ્વાસ મૂકે, 'કો છત્રપતિનાં ઘર થયાં;
આશ્રમ ગયાનું દુઃખ નથી, પણ બાળક મારાં ક્યાં ગયાં?
હોમશાળા, રુદ્રાક્ષમાળા, પવિત્ર કુશની સાદડી,—
વિભૂતિ મારી ક્યાં ગઈ? વિપત સામટી એ પડી.
દૈવની ગત ગહન દીસે, પડયો કર્માધીન;
કુટુંબ-વિજોગની વિટંબણા, હું દૈવે દંડયો દીન.
ત્રુટી સરખી ઝૂંપડી ને લૂંટી સરખી નાર;
છાગાં સરખાં છોકરાં, તે ન મળ્યાં બીજી વાર.
સંકલ્પ વિકલ્પ કોટી કરતો, આવાગમન હીંડોળે ચડયો.
નારીએ બેઠાં પંથ જોતાં, નિજ કંથ સ્ત્રી-દષ્ટે પડયો.
સાહેલી એક સહસ્ર સાથે સતી જતી પતિને તેડવા;
જલ-ઝારી ગ્રહી નારી જાયે, જેમ હસ્તિની કલશ ઢોળવા.
હંસગામિની હર્ષ-પૂરણ, અભિલાષ પૂર્યા મન તણા,
ઝમકે ઝાંઝર, ઠમકે ઘૂઘર, વાજે અણુવટ વીછુવા.
સુદામો જાણી આવી રાણી, ઇંદ્રાણી વા રુકમણી;
સાવિત્રી કે સરસ્વતી કે શક્તિ દીસે શિવ તણી!

સર્વે સાહેલી વીંટી વળી, પદ્મિની લાગી પાય;
પૂજા કરી પાલવ ગ્રહ્યો, તવ ઋષિજી નાઠા જાય.
સૂધ ન સૂઝે, વપુ ધ્રૂજે, છૂટી જટા ઉઘાડું શીશ;
હસ્ત ગ્રહવા જાયે સ્ત્રી, તવ ઋષિ પાડે ચીસ:
'હું તો સહેજે જોઉં ઘર નવાં, નથી મુજમાં કપટ વિચાર;
હું વૃદ્ધ ને તમો જુવાન નારી, કઠણ લોકાચાર.
ભોગાસક્ત હું નથી આવ્યો, મને ઈશ્વરની આણ;
જવા દો મને શોભા સાથે, હજો તમ કલ્યાણ.
આ નગરમાં કો નરપતિ નથી, દીસે સ્ત્રીનું રાજ;
પાપિણીઓ, ઈશ્વર પૂછશે, મને કાં આણો છો વાજ?'
ઋષિપત્ની કહે, 'સ્વામી મારા, રખે દેતા મને શાપ;
દુઃખદારિદ્ર ગયાં ને ઘર થયાં, શ્રીકૃષ્ણચરણ-પ્રતાપ!'
એવું કહી કર ગ્રહી લઈ ચાલી, સાંભળો પરીક્ષિત ભૂપ;
સુદામો પેઠા પોળ માંહે, થયું હરિના સરખું રૂપ.

[ વલણ ]

રૂપ બીજા કૃષ્ણ જાણે, ગઈ જરા, જોબન આવિયું;
બેલડીએ વળગ્યાં દંપતી, રતિ-કામ જોડું લજાવિયું.

['સુદામાચરિત્ર' માંથી]

**શબ્દો**

**હરિગુણગ્રામ** – હરિના ગુણોનો સમૂહ. **ગોઠવણ કરતાં** – વિચારોની ગડમથલની ગોઠવણ કરતાં – વિચારતાં વિચારતાં. **કંચનધામ** – સોનાનું મકાન. **ઠામ** – સ્થાન. **સાંસે પડ્યા** – સંશયમાં પડ્યા. **વિશ્વકર્મા** – વિશ્વને સર્જનાર, ઈશ્વર. **વામદક્ષિણ** – ડાબાજમણી. **હસ્તી** – હાથી. **હય** – ઘોડા. **હયશાળા** – ઘોડાર. **કનક** – સોનું. **દુંદુભિ** – નગારું. **વિભૂતિ** – સંપત્તિ. **હોમશાળા** – હોમ કરવાની જગા-વેદી. **કુશ** – દર્ભ. આ ઘાસ પવિત્ર મનાય છે. **સામટી** – એક સાથે, બધું જ. **વિટંબણા** – પીડા, દુઃખ. **ત્રુટી સરખી** – તૂટ્યા જેવી, તૂટીફૂટી. **લૂંટી સરખી** – હોશકોશ કે હીર જેનું હણાઈ ગયું છે તેવી. **છળ્યાં સરખાં** – સાવ રાંક. **આવાગમન** – આવવું જવું. હીંચકો જેમ પ્રથમ એક બાજુ જાય અને પછી બીજી બાજુ જાય, તેમ ઋષિ થોડી વારે આ બાજુ જાય છે, થોડીવારે બીજી બાજુ જાય છે. **કંથ** – પતિ (કાન્ત). **હસ્તિની** – હાથણી. **અણવટ વીછુઆ** – પગનાં આંગળાંમાં પહેરવાનું ઘરેણું. **સાવિત્રી** – બ્રહ્માની પુત્રી, વિદ્યાની દેવી. **શક્તિ** – શિવની પત્ની, પાર્વતી. **પદ્મિની** – સ્ત્રીઓમાં બધી રીતે ઉત્તમ તે પદ્મિની. **સૂધ** – ભાન. **વપુ** – શરીર. **લોકાચાર** – લોકરૂઢિ. **નરપતિ** – રાજા. **વાજ**

આણો છો - પજવો છો. રતિ-કામ-જોડું-લજાવિયું - પ્રેમનો દેવ કામ અને તેની સ્ત્રી રતિ, બંને શ્રેષ્ઠ સૌંદર્યવાળાં મનાય છે. તેમનાથી પણ વધુ સુંદર સુદામા અને તેમની પત્ની બની ગયાં.

## - સ્વાધ્યાય -

૧. સુદામાજી દ્વારિકાથી પાછા પોતાને ગામ આવીને શી મૂંઝવણ અનુભવે છે ?

૨. સુદામાના ઘરનું વર્ણન તમારા શબ્દોમાં કરો.

૩. કરુણ, હાસ્ય અને શાંત રસને પ્રગટ કરતી કાવ્યકડીઓ જુદી તારવો. વળી એ ત્રણે રસ માટે વપરાયેલા ખાસ શબ્દો જુદા તારવો.

૪. સુદામાજીની નિર્મળતા પ્રગટ કરતી કાવ્યપંક્તિઓ કઈ કઈ છે ?

૫. તમારા મન પર પડેલી સુદામા અંગેની છાપ દર્શાવો.

પ્રવૃત્તિ : નરસિંહ મહેતા કૃત 'સુદામાચરિત'માંથી 'ધન્ય તું, ધન્ય તું, રાય રણછોડજી' વાળો કેદારો વિદ્યાર્થીઓ પાસે રજૂ કરવો.

# પ્રહ્લાદ જેઠાલાલ પારેખ

[ ઈ સ. ૧૯૧૧ થી ૧૯૬૨ ]

**વતન** : ભાવનગર

**કૃતિઓ** : બારી બહાર, સરવાણી, ગુલાબ અને શીવલી વગેરે.

## ગામની વિદાય

બાળકને લઈને બહારગામ ગયેલી અથવા ગામમાં કોઈને મળવા ગયેલી માને 'મા, ઘેર હેંડય ને' કહી બાળક કેવું પજવે છે! આપણા સૌનું પણ લગભગ એવું જ છે. દૂરસુદૂર રહેતા માનવીને એનું ગામ યાદ આવે છે – એની જન્મભૂમિની માયા-મમતા સાંભરી આવે છે. ગામને છોડીને બહાર જતી વખતે જ ઉત્પન્ન થયેલો બંધન-વિયોગ યાદ આવે છે.

ગમે તેવી તોયે પોતાની મા. એ જ રીતે ગમે તેવું તોયે પોતાનું ગામ. બંને માટેની લાગણીનાં મૂળ ઘણાં ઘણાં ઊંડાં નંખાયેલાં હોય છે. હા, એની જાણ આપણને હોતી નથી. પણ એના અસ્તિત્વની ખબર આપણે એમનાથી અલગ થઈ દૂર જઈએ છીએ ત્યારે જ માલૂમ પડે છે.

'મારા નાનપણાના ગામ, બાળપણના ગામ'નો લયકાર કેવો મધુર છે! આ પંક્તિઓ બેત્રણ વાર ઘૂંટતાં બાળપણ અને ગામનું સમગ્ર ચિત્ર ઊપસી આવે છે. અને એ મનોહર ચિત્ર એટલું યથા અર્થ બનેલું છે કે કવિનું અંતર એની માટી, પાણી, ઝાડવાં વગેરે સાથે એકાત્મતા અનુભવી રહે છે અને એનું સંવેદનશીલ મન બોલી ઊઠે છે, 'તને કરું રે પરણામ, તને કરું રે પરણામ.'

અને પછી તો કવિ વિચારે ચડે છે. આ જ એ ગામ છે કે જેને એ છોડવા ઇચ્છતો હતો? આ જ એ ગામ છે કે જેની માયામમતાનું મૂલ એ સમજી નહોતો શક્યો? ગામની માયા કેવી છે? કવિ કહે છે: હૈયાની ચામડી ઉતરડાતી હોય એવી લાગણી થાય છે. અને એવી લાગણી કેમ અને ક્યારે થઈ એના મૂળમાં ઊંડા ઊતરતાં કવિને જન્મભૂમિ યા ગામની ભૂમિ પર પથરાયેલા નેહના વેલા નજરે ચડે છે. પગ ઉપાડતાની સાથે એ પગમાં અટવાવા લાગે છે અને ગામની વિદાય લેનારના પગ ભારે થઈ જાય છે. ડગલે અને પગલે અટવાતી એ સ્નેહની વેલીઓએ આત્મીયતાના સંબંધની જે દઢતા ઉત્પન્ન કરી છે તેનું જ્ઞાન વિદાયટાણે જ 'ક્યારે બાંધી લીધો'તો મને આમ'ના રૂપમાં પ્રકટ થઈ જાય છે.

અને ગામના આ સંબંધની વાત કરી કવિ આપણને ઈશ્વરી ચમત્કૃતિ તરફ ખેંચી જવાનો ઇશારો નથી કરતા શું? મનુષ્ય પોતાની રોજિંદી પ્રવૃત્તિઓમાં રચ્યો-પચ્યો રહેતો હોય છે તેને પણ ક્યારેક 'કોઈકે પોતાને બાંધી લીધેલો' હોવાનો ભાવ ઉત્પન્ન નથી થતો?

## ગામની વિદાય

હે જી મારા નાનપણાના ગામ!
મારા બાળપણના ધામ!

કેવળ ભમતો પરાગ;
એને કેમ રે ગૂંથાય,
એને કેમ રે ઝલાય,
એથી અમે સાવ રે અગન્યાત—અમને૦

માછલાં સમી જો હોયે,
શબ્દજાળે બાંધી લઈએ;
એ જી આ તો કલકલ જળરવ,
એને કેમ રે બંધાય,
એને કેમ રે ઝલાય
એથી અમે સાવ રે અગન્યાત—અમને૦

દિલડું હશે જો વાતો,
દિલની ઝિલાશે એ તો;
ભલે હોય વીજળી, પરાગ,
કે કલકલ એ અવાજ;
એ તો સૌ દિલડે ઝલાય
એ તો સૌ દિલડે ગૂંથાય—અમને૦

['સરવાણી'માંથી]

## શબ્દો

**અગન્યાત** - અજ્ઞાત, અજાણ્યું. **જળરવ** - પાણીનો અવાજ. **પરાગ** - રજ.

## - સ્વાધ્યાય -

૧. કવિને શું કહેવાનું આવડતું નથી?
૨. દિલની વાતને કેમ ઝીલી શકાતી નથી?
૩. દિલડાની વાતો કેવા પ્રકારની છે?
૪. એ વાતોને ઝીલવા શાની જરૂર છે?
૫. દિલની વાતથી પોતે સાવ અજ્ઞાત છે એમ કવિ શા માટે કહે છે?
૬. સમજાવો : (૧) કેવળ ભમતો પરાગ એને કેમ રે ગૂંથાય.
(૨) શબ્દજાળે બાંધી લઈએ,
૭. 'દિલડું હશે' દ્વારા કવિ કેવા દિલનો નિર્દેશ કરે છે તે સમજાવો.

અને કહે કોઈ વળી ભણેલો
'આ આપણા કારીગરો બધાએ
હવે નવી શીખવી રીત જોઈએ;
ચાલે નહીં આવી સરાણ હાવાં!'

ને ટાપશી પૂરી તહીં બીજાએ:
'નવી સરાણે જણ એક જોઈએ
પોસાય ત્યાં બે જણ તે શી રીતે?'
'બાપુ સજાવો કંઈ' 'ભાઈ ના, ના
સજાવવું તો નથી કૈં અમારે.'

અને ફરી આગળ એહ ચાલ્યો
'સજાવવાં ચપ્પુ છરી!' કહેતો,
ને તેહની પાછળ બાળ, તેના
જળે પડેલા પડઘા સમું મૃદુ
બોલ્યો : 'છરી ચપ્પુ સજાવવાં છે?'

જોયુ જનોએ ફરી ડોકું કાઢી
કિન્તુ સજાવા નવ આપ્યું કોઈએ.
થાકી વદ્યો એ પછી મારવાડી
'બચ્ચા લખા! ધોમ બપોર ટહેલ્યા
છતાં મળી ના પઈની મજૂરી!'
ને ફેરવી આંખ દઈ નિસાસો
બોલ્યો 'અરે ભાઈ ભૂખ્યા છીએ દયો.
આધાર કૈં થાય જરાક પાણીનો!'
કો બારીથી ત્યાં ખસતો વદ્યો કે
'અરે! બધો દેશ ભર્યો ગરીબનો,

કોને દિયેં ને દઈએ ન કોને?'
કોઈ કહે: 'એ ખરી ફર્જ રાજ્યની!'
ને કો કહે: 'પ્રશ્ન બધાય કેરો
સ્વરાજ છે એક ખરો ઉપાય!'

સંતાઈ ઝાડે વિહગો રહ્યાં'તાં,
ત્યારે મહોલ્લા મહીં એક શ્હેરના,
શબ્દો પડ્યા કાન 'સજાવવાં છે,
ચાકુ સજૈયા, છરી, કાતરો કૈં ?'

જતો હતો ફાટલ પ્હેરી જોડા,
માથે વીંટી ફીંડલું લાલ મોટું,
કો મારવાડી સરખો ધીમે ધીમે,
ને તેહની પાછળ છેક ટૂંકાં
ધીમાં ભરંતો ડગલાં જતો'તો
મેલી તૂટી આંગડી એક પ્હેરી
માથે ઉઘાડે પગ એ ઉઘાડે
આઠેકનો બાળક એક દૂબળો.
'બચ્ચા લખા! ચાલ જરાક જોયેં

એકાદ કૈં જો સજવા મળે ના
અપાવું તો તુર્ત તને ચણા હું,'
ને એ ચણા-આશથી બાળ બોલ્યો
'સજાવવાં કાતર ચપ્પુ કોઈને!'

એ બાળના સ્નિગ્ધ શિખાઉ કાલા
અવાજથી મેડીની બારીઓએ
ડોકાઈને જોયું કૈં જનોએ
પરંતુ જાપાની અને વિલાયતી
અસ્ત્રા છરી કાતર રાખનારા
દેશી સરાણે શી રીતે સજાવે ?

ત્યાં કોકને કૌતુક કૈં થયું ને
પૂછ્યું: 'અલ્યા તું કહીંનો, કહે તો!'
'બાપુ! રહું દૂર હું મારવાડે,'
દયાલીન થઈને કહે: 'જુઓ!
આવે જનો દૂર કહીં કહીંથી?
જુઓ જુઓ દેશ ગરીબ કેવો!'

અને કહે કોઈ વળી ભણેલો
'આ આપણા કારીગરો બધાએ
હવે નવી શીખવી રીત જોઈએ;
ચાલે નહીં આવી સરાણ હાવાં!'

ને ટાપશી પૂરી તહીં બીજાએ:
'નવી સરાણે જણ એક જોઈએ
ખોસાય ત્યાં બે જણ તે શી રીતે?'
'બાપુ સજાવો કંઈ' 'ભાઈ ના, ના
સજાવવું તો નથી કૈં અમારે.'

અને ફરી આગળ એહ ચાલ્યો
'સજાવવાં ચપ્પુ છરી!' કહેતો,
ને તેહની પાછળ બાળ, તેના
જળે પડેલા પડઘા સમું મૃદુ
બોલ્યો: 'છરી ચપ્પુ સજાવવાં છે?'

જોયું જનોએ ફરી ડોકું કાઢી
કિન્તુ સજાવા નવ આપ્યું કોઈએ.
થાકી વદ્યો એ પછી મારવાડી
'બચ્ચા લખા! ધોમ બપોર ટહેલ્યા
છતાં મળી ના પઈની મજૂરી!'
ને ફેરવી આંખ દઈ નિસાસો
બોલ્યો 'અરે ભાઈ ભૂખ્યા છીએ દયો.
આધાર કૈં થાય જરાક પાણીનો!'
કો બારીથી ત્યાં ખસતો વદ્યો કે
'અરે! બધો દેશ ભર્યો ગરીબનો,

કોને દિયેં ને દઈએ ન કોને?'
કોઈ કહે: 'એ ખરી ફર્જ રાજ્યની!'
ને કો કહે: 'પ્રશ્ન બધાય કેરો
સ્વરાજ છે એક ખરો ઉપાય!'

ત્યાં એકને કૈંક દયા જ આવતાં
પત્ની કને જૈ કહ્યું: 'કાંઈ ટાઢું
પડેલું આ બે જણને જરા દો!'
'જોવા સિનેમા જવું આજ છે ને!
ખાશું શું જો આ દઈ દૌ અત્યારે,–
ભૂલી ગયા છેક જ આવતાં દયા?'

દયા તણા એહ પ્રમાણપત્રથી
બીજું કશું સૂઝ્યું ન આપવાનું!
ને ત્યાં સિનેમા-સહગામી મિત્ર કહે,
'દયા બયા છે સહુ દંભ મિથ્યા–
આચાર બુર્ઝવા–જનમાત્ર કલ્પિત!'
વાતો બધી કૈં સુણી કે સુણી ના
પરંતુ એ તો સમજ્યો જરૂર:
'મજૂરી કે અન્નની આશ ખોટી!'
છતાં વધુ મંદ થતા અવાજે
એ ચાલિયા આગળ બોલતા કે
'સજાવવાં કાતર ચપ્પુ કોઈને!'

મૂઠ્ઠોલ્લો તજી શ્હેર બહાર નીકળ્યા,
છાંયે હતી મંડળી એક બેઠી ત્યાં,
મજૂર પરચૂરણ ને ભિખારીની
ઉઘાડતાં ગાંઠ અને પડીકાં
ડાંલ્લાં, જરા કૈં બટકાવવાને.
બોલાવિયા આ પરદેશી બેઉને
'અરે જરા ખાઈ પછીથી જાજો!'
હસ્યા કરી વાત વહેંચી ખાધું,
ને કૂતરાને બટકું કનીર્યું.

દયા હતી ના, નહિ કોઈ શાસ્ત્ર,
હતી તહીં કેવળ માણસાઈ!

['શેષનાં કાવ્યો'માંથી]

## શબ્દો

**વિહંગો** – પક્ષીઓ. **બુર્ઝ્વા** – મહેનત કર્યા વિના મૂડીમાંથી નિર્વાહ કરનારા માટે સામ્યવાદીઓ આ શબ્દ વાપરે છે, 'બેઠાખાઉ'. **બટકાવવાને** – ખાવા માટે.

## - સ્વાધ્યાય -

૧. વૈશાખના બપોરનું વર્ણન કરો.

૨. પાણીનો જરાક આધાર થાય એટલા માટે મારવાડી શાની માગણી કરે છે? લોકોએ તેનો ઉત્તર કેવો વાળ્યો?

૩. કવિએ કાવ્યમાં શહેરી ભદ્રસમાજનું જે ચિત્ર ખડું કર્યું છે તે તમારા શબ્દોમાં રજૂ કરો.

૪. નીચેની કાવ્યપંક્તિમાં રહેલો મર્મ સમજાવો :

'દયા હતી ના, નહિ કોઈ શાસ્ત્ર
હતી તહીં કેવળ માણસાઈ !'

૫. 'પ્રશ્ન બધાય કેરો સ્વરાજ્ય છે એક ખરો ઉપાય' કહી કવિ શું શું સૂચવે છે?

૬. કાવ્યનું કયું ચિત્ર અને ભાવ તમને સૌથી વધારે આકર્ષે છે? શા માટે?

૭. કવિએ કાવ્ય મારફતે કઈ બાબત તરફ સમાજનું ધ્યાન દોર્યું છે? કવિએ પોતાને કહેવાની વાત શી રીતે રજૂ કરી છે?

૮. વૈશાખના બપોરે વીતેલી દશાની કથા સરાણિયાના છોકરાને મોઢે કહો.

૯. 'માણસાઈ બધા કરતાં ચઢે'–આ વિધાન ચર્ચો.

**પ્રવૃત્તિ** : તમે જોયેલો માણસાઈ પ્રગટ થતી હોય તેવો કોઈ પ્રસંગ ટૂંકમાં વર્ણવો.



## આતમરામ

આત્માનું ઊંડાણ કોઈથી માપી શકાતું નથી, એની આછી ઓળખાણ કરનારે 'આત્મા સો પરમાત્મા' કહી એના રહસ્યને પ્રગટ કર્યું છે. એવી અદ્ભુત શક્તિને જાગૃત કરી એને જીવનનૈયાનું સુકાન સોંપવું એ પ્રત્યેકની ઇચ્છા હોય છે. પણ એ કાર્ય સરળ નથી, એ તો સાધના માગી લે તેવું છે.

જીવતરની સફરમાં ઘણીવાર આપણ સૌને અદમ્ય ઉત્સાહ અને લાગણીનો અનુભવ થતો હોય છે. કાર્યકારી ઇન્દ્રિયોનો થનગનાટ એને સફળ બનાવવા તૈયાર

હોય છે. પણ એ આવેગ ઉન્નતિપ્રેરક છે કે અવનતિપ્રેરક એનો નિર્ણય થતો નથી. હૃદયનું નિર્ણાયક બળ 'આતમરામ' એ અંગેનો કોઈ હા-હોંકારો ભણતો નથી. ત્યારની ડામાડોળ સ્થિતિ ખરેખર કસોટીની ઘડી હોય છે. શું કરવું ને શું ન કરવું? આ ગડમથલ આપણને અકળાવી મૂકે છે. પ્રગતિને ઝંખતું દિલ સફરી સોદાગર બનીને લંગર ઉપાડી પ્રયાણ માટે અધીરું બન્યું હોય છે. મોજાંનો ઘૂઘવાટ અને વીંઝાતો વાયરો સાગરની સફરની અનુકૂળતાના પ્રેરક બને છે. પણ એ ભરતીનો જુવાળ છે કે તોફાનનાં નિશાન છે એનો પારખુ કોણ? કાર્યકારી ઇન્દ્રિયો, ટંડેલ, માલમ, અને સઢ-સુકાન વહાણને ઉપાડવા આતુર છે પણ સુકાની ક્યાં? સફરી સોદાગરને માટે આ કેટલી કપરી કસોટી ગણાય? એનો મર્મવેધી આર્તનાદ તો 'વેપાર શી રીતે ખેડું'ની મૂંઝવણમાં પ્રગટ થાય છે. મૂળગી મૂડી જ ગુમાવવી પડે તે કેમ પોસાય? પ્રવૃત્તિશૂન્ય અવસ્થા એટલે મરણ. સાચો વેપારી તો જોખમ વચ્ચે હિંમત હાર્યા વિના આતમરામને જગાડવાના પુરુષાર્થમાં લાગી જાય તે જ. 'શું થશે ને શું નહીં'ના સંશયમાં સપડાઈ મરવું એ કેટલું યોગ્ય? संशयात्मा विनश्यति। વિનાશ કરતાં વિજય માટે આતમરામને જગાડી, વીનવી પ્રસ્થાન માટે તૈયાર થવું શું ખોટું?

ઉત્તમ કવિઓ અંતરના અનુભવને કેવી ખૂબીથી મૂકે છે એજ એની લાક્ષણિકતા લેખાય. રામનારાયણભાઈએ આ વાતને કેવા સુંદર સંદર્ભમાં રજૂ કરી છે, તે તો તેનું વાચન અને ગાન કર્યા પછી જ માણી શકાય. લોકભજનના ઢાળને કાવ્યના વહન માટે યોજી તેના આર્તનાદને સજીવ કર્યો છે. અને 'હજીયે ન જાગે'ની રટણાની પુનરુક્તિ દ્વારા એની વેધકતાને વધારે જાગૃત કરી છે.

## આતમરામ

(ભજનનો ઢાળ)

હજીયે ન જાગે મારો આતમરામ !
મારો આતમરામ !
સમુંદર ઘૂઘવે છે દૂર, વાયુ સૂસવે ગાંડોતૂર,
સમજું ન ભરતી કે આ તે આવે છે તુફાન !
આ તે આવે છે તુફાન !
હજીયે ન જાગે મારો આતમરામ !
મારો આતમરામ !
સઢ સંધા ફફડે, દોર ઘીંગા કડકડે
હાજર સૌ ટંડેલ એક આ સૂનાં છે સુકાન !
મારાં સૂનાં છે સુકાન !
હજીયે ન જાગે મારો આતમરામ !
મારો આતમરામ !

વહાણ રાખું નાંગરેલું, વેપાર શી રીતે ખેડું ?
સવાયા થાશે કે જાશે મૂળગાય દામ !
મારા મૂળગાય દામ !
હજીયે ન જાગે મારો આતમરામ !
મારો આતમરામ !

હવે તો થાય છે મોડું વીનવું હું પાયે પડું,
મારે તો થાવા બેઠો છે ફેરો આ નકામ !
મારો ફેરો આ નકામ !
જાગો જી જાગો જી મારા આતમરામ !
વહાલા આતમરામ !

[‘શેષનાં કાવ્યો’માંથી]

## શબ્દો

**ધીંગા** – જાડા; મજબૂત. **ટંડેલ** – ખલાસી. **સૂનાં** – સંભાળ કે રક્ષણ વિનાનાં. નિર્જન. **સુકાન** – જે ફેરવવાથી કે વાળવાથી દિશા બદલે તે કળ. **નાંગરેલું** – લંગર નાખી થોભાવેલું. **દામ** – પૈસા, ધન. **મૂળગા** – મૂળ જે મૂડી.

## – સ્વાધ્યાય –

૧. ‘ભરતી આવે છે કે તુફાન ?’નો તમારો ઉત્તર શો છે ? શાથી ?
૨. ટંડેલ હાજર હોવા છતાં સુકાન સૂનાં શાથી છે ? એ પરિસ્થિતિ શું સૂચવે છે ?
૩. પ્રશ્ન ૨ ના ઉત્તરના હિસાબે વહાણ નાંગરેલું રાખવાનો અર્થ શો થાય ?
૪. કવિ કયો ફેરો નકામો જવાની વાત કરે છે ? તમે સહમત છો ?
૫. ‘હજીયે ન જાગે મારો આતમરામ’—એમ કવિને શા માટે કહેવું પડે છે ?
૬. આતમરામ જગાડવા કવિ કયો માર્ગ અપનાવે છે ? એમાં એને સફળતા મળશે ખરી ? ચર્ચા કરો.
૭. કાવ્યનો મુખ્ય સૂર, જીવનમાં પ્રવેશેલી જડતા’ અંગેનો છે. એ વિષે ચર્ચા કરો.

પ્રવૃત્તિ : (૧) કાવ્યમાં મુકાયેલાં રૂપકો સ્પષ્ટ કરો.
(૨) લોકસાહિત્યની લઢણનો કવિએ ક્યાં ને કેવો ઉપયોગ કર્યો છે, તે શોધો.
(૩) હિંદુધર્મના એક ઉત્તમ ગ્રંથ ‘કઠોપનિષદ’માં ગવાયું છે કે
“કાયા છે રથ તાહરી, રથપતિ આતમરામ,
બુદ્ધિ એ રથ હાંકની, ઝાલી મનરૂપી લગામ.”
આ કાવ્યમાં શરીર, જીવ વગેરેને શી ઉપમા આપી છે ? ‘આતમરામ’ કાવ્ય સાથે એમની સરખામણી કરો.

■

# ઝવેરચંદ કાળિદાસ મેઘાણી

## [ ઈ. સ ૧૮૯૭ થી ૧૯૪૭ ]

**વતન** : બગસરા (સૌરાષ્ટ્ર)

**કૃતિઓ** : યુગવંદના, કિલ્લોલ, ચૂંદડી, એકતારો, રઢિયાળી રાત, સૌરાષ્ટ્રની રસધાર, સોરઠી બહારવટિયા, સોરઠી સંતો, વસુંધરાનાં વહાલાંદવલાં, ગુજરાતનો જય, માણસાઈના દીવા વગેરે.

૧

## ઘણ રે બોલે

મેઘાણી લોકસાહિત્યના અધ્વર્યુ હતા. તેમણે લોકસાહિત્યને સાહિત્યના દરબારમાં આદરભર્યું સ્થાન અપાવ્યું અને એ રીતે ભણેલા અને અભણ વચ્ચે મેળાપ કરાવી આપ્યો. અને જાણે કાનમાં કહ્યું, 'અભણ એટલે અસંસ્કારી નહીં.' હીરા, માણેક, મોતી જેવી કાંઈ કાંઈ રચનાઓ લોકવાણીના ખજાનામાં પડી હતી તેમને સાફસુથરી કરી તેમણે ભણેલા વર્ગ પાસે મૂકી. વળી તે સાથે વર્તમાન જગતના પ્રશ્નોના નિરૂપણ માટે, લોકબાનીનો એટલો જ અસરકારક વિનિયોગ કરી તે તરફ ધ્યાન પણ દોર્યું. 'ઘણ રે બોલે' એનો એક નમૂનો છે. જગતના એક મહાન પ્રશ્ન–નિઃશસ્ત્રીકરણ–ને કવિએ અહીં વાચા આપી છે. ઘણ અને એરણ, ભાઈ અને બહેનને આ વાચા પ્રગટ કરનારાં નિમિત્ત બનાવી કવિએ કટાક્ષ કર્યો છે કે, આ નિર્જીવ હથોડાને આવાં વિનાશકારી શસ્ત્રો ઘડીઘડીને ત્રાસ છૂટયો છે, જ્યારે માનવી જેવા માનવીના હૈયાને આવું કાંઈ સૂઝતું નથી. કવિએ જડ લેખાતાં ઘણ–એરણને સજીવ બનાવી એમના વેણુંવેણમાં સતફૂલડાં–સત્યવચનો વેરાતાં બતાવ્યાં છે.

ઘડનારો રાતદિવસ ઘડીઘડીને હાંફી ગયો છે. તેના મનમાં એક સવાલ ઊભો થાય છે: 'મારાં બાલુડાંને અન્નની દેગ (ચરુ) જોઈએ છે, તે દાતરડું આપશે કે તેગ?' અને પછી તે સ્વતઃ કહે છે: 'આજ સુધી ખોટું ઘડ્યું. હવે નવેસરથી ઘડવું પડશે. ખડ્ગ અને ખાંડાને ભાંગી ભુક્કો કરવાં પડશે અને તેમાંથી ઘડવાં પડશે હળ, દાતરડી, રાંપ, રેંટુડાની આર કે દેવતંબૂરાના તાર.'

જનતા જનાર્દનની માંગ શી છે તે આ કાવ્ય દ્વારા પ્રકટ થાય છે.

## ઘણ રે બોલે

ઘણ રે બોલે ને એરણ સાંભળે હો જી,
બંધુડો બોલે ને બેનડ સાંભળે હો જી,
એ જી સાંભળે વેદનાની વાત,
વેણે રે વેણે હો સતફૂલડાં ઝરે હો જી.

બહુ દિન ઘડી રે તલવાર,
ઘડી કાંઈ તોપો ને મનવાર,
પાંચસાત શૂરાના જયકાર
કાજ ખૂબ ખેલાણા સંહાર, હો એરણબહેની — ઘણ રે૦

પોકારે પૃથ્વીના કણ કણ કારમા હો જી,
પોકારે પાણીડાં પારાવારનાં હો જી,
જળથળ પોકારે થરથરી,
કબરોની જગ્યા રહી નવ જરી,
ભીંસોભીંસ ખાંભીઓ ખૂબ ભરી,
હાય ! તોય તોપો રહી નવચરી, હો એરણબહેની — ઘણ રે૦

ભઠ્ઠીઓ જલે રે બળતા પો'રની હો જી,
ધમણો ધખે રે ધખતા પો'રની હો જી,
ખન ખન અંગારે ઓરાણા,
કસબી ને કારીગર ભરખાણા,
ક્રોડ નર જીવંતા બફાણા,
તોય પૂરા રોટા નવ શેકાણા, હો એરણબહેની — ઘણ રે૦

હથોડા પડે રે આજ જેના હાથના હો જી;
તનડાં તૂટે રે આજ જેની કાયનાં હો જી,
સોઈ નર હાંફીને આજ ઊભો,
ઘટડામાં ઘટે એક મનસૂબો,
બાળ મારાં માગે અન્ન કેરી દેગ,
દેવે કોણ, દાતરડું કે તેગ ? હો એરણબહેની — ઘણ રે૦

આજથી નવેલાં ઘડતર માંડવાં હો જી,
ખડ્ગ ખાંડાને કણકણ ખાંડવાં હો જી,
ખાંડી ખાંડી ઘડો હળ કેરા સાજ !
ઝીણી રૂડી દાતરડીનાં રાજ
આજ ખંડખંડોમાં મંડાય,
એણી પેરે આપણ તેડાં થાય, હો એરણબહેની — ઘણ રે૦

ઘડો હો બાળક કેરાં ઘોડિયાં હો જી,
ઘડો હો વિધાતલ નારના ઢોલિયા હો જી,

ભાઈ મારા ! ગાળીને તોપગોળા,
ઘડો સૂઈ મોચીના સંચ બો'ળા,
ઘડો રાંક રેંટુડાની આરો,
ઘડો દેવતંબૂરાના તારો, હો એરણબહેની—ઘણ રે૦

ભાંગો હો ભાંગો હો રથ રણજોધના હોજી,
પાવળડાં ઘડો હો છોરુડાંના દૂધનાં હો જી,
ભાઈ મારા લુહારી ! ભડ રે'જે
આજ છેલ્લી વેળાના ઘાવ દેજે,
ઘાએ ઘાએ સંભાર્યે ઘટડામાં,
કોડ કોડ શોષિતો દુનિયાનાં, હો એરણબહેની—ઘણ રે૦

[ 'યુગવંદના'માંથી ]

**શબ્દો**

**મનવાર**-લશ્કરી જહાજ. **પારાવાર**-અપાર, પુષ્કળ. **સોઈ**-તે. **તેગ**-તલવાર. **મનસૂબો**-વિચાર. **દેગ**-દેગડી. **સાજ**-સાધન. **વિયાતલ**-સુવાવડી. **સૂઈ**-સોય, દરજી. **રણજોધ**-રણયોદ્ધો. **પાવળડાં**-નાનાં છોકરાંને દૂધ પાવાની પળી (નાની પળી). **ભડ**-બહાદુર. **કોડ**-કરોડ. **શોષિત**-જેનું શોષણ થઈ રહ્યું છે તેવા.

**- સ્વાધ્યાય -**

૧. જગતના આજના વિકટ પ્રશ્ન-નિઃશસ્ત્રીકરણના ઉકેલને પ્રગટ કરતી પંક્તિઓ શોધી કાઢો.
૨. પરિશ્રમ કરનારના મનમાં કેવો પ્રશ્ન જાગે છે?
૩. કવિ કોને કોને નજર સમક્ષ રાખી નવા ઘાટ ઘડવાની વાત કરે છે?
૪. કવિને મન શું ભાંગવા જેવું અને શું સર્જવા જેવું જણાય છે?
૫. કાવ્યમાં રજૂ થતી કટાક્ષ અને કરુણરસની પંક્તિઓનો નિર્દેશ કરો. કટાક્ષોને વિગતે સમજાવો.
૬. કાવ્યમાં વપરાયેલા લોકભાષાના શબ્દો શોધી કાઢો ને તેની જગ્યાએ બીજા શબ્દો મૂકી જુઓ. અસરમાં શો ફેર પડે છે?
૭. કાવ્યમાં વેણુ રે વેણુ, કણ કણ, લીંસોલીંસ, ખન ખન, ખાંડી ખાંડી, ખંડે ખંડે, ભાંગો હો ભાંગો, ઘાએ ઘાએ અને કોડ કોડ જેવા શબ્દોને શા માટે બેવડ્યા હશે? બેવડવાથી કઈ વિશેષતા ઉમેરાય છે?

**પ્રવૃત્તિ :** (૧) નિઃશસ્ત્રીકરણના ફાયદા-ગેરફાયદા ઉપર ચર્ચાસભા યોજો.
(૨) પુનરુક્તિ એ લોકગીતોની ખાસ વિશેષતા છે; તેથી કાવ્યમાં સચોટતા, માર્મિકતા કે આરજૂને વ્યક્ત કરી શકાય છે, તે આ કાવ્યના અનુસંધાને બીજાં કાવ્યો વાંચીને પણ સમજાવો.
(૩) તુલના માટે સુંદરમ્‌નું 'ઉઠાવ ઘણ !' કાવ્ય લો.

૨

ઓચિંતી અંધકારે ત્યાં ગુંજી છે પગઝાંઝરી;
યોગીની છાતીએ પાટુ કોના પાદ તણી પડી?
ચમકી પલક માંહે સંત જાગી ઊઠે છે,
સુખમય નિદરાના બંધ મીઠા તૂટે છે;
ઝબૂક ઝબૂક જ્યોતિ ગુપ્ત કો' દીપકેથી
કરુણ વિમલ નેત્રે સંત કેરે પડે છે.

૩

નામે વાસવદત્તા કો પુરવારાંગના વડી
ચઢેલી છે અભિસારે, માતેલી મદયૌવના.
અંગે ઝૂલે પવન - ઊડતી ઓઢણી આસમાની,
ઝીણી ઝીણી ઘૂઘરી રણકે દેહ - આભૂષણોની;
પ્યારા પાસે પળતી રમણી અંધકારે અજાણે
સાધુ-ગાત્રે ચરણ અથડાતાં ઊભી સ્તબ્ધ છાની.

૪

તરુણ સૌમ્ય સુહાસવતી વપે,
નયનથી કરુણા - કિરણો દ્રવે,
મધુર ઇન્દુ સમી સમતા - સુધા
વિમલ ભાલ લલાટ થકી ઝરે.

૫

લજ્જાભારે નમ્યાં નેત્ર, લાલિત્યે ગળિયું ગણું,
આછડના સ્વરો કાઢી યાચે છે અભિસારિકા;
'ક્ષમા કરો! ભૂલ થઈ, કુમાર!
'કૃપા ધારી, જો મુજ ઘેર ચાલો.
'નમે મૃદુ, આ ધરની કઠોર,
'ઘટે ન આંહીં', પ્રિય, તોરી શય્યા.'

૬

કરુણ વચન બોલી યોગી આપે જવાબ,
ટપકતી અધરેથી માધુરીપૂર્ણ વાણી;
'નથી નથી મુજ ટાણું, સુંદરી ! આવ્યું હાવાં,
'જહીં તું જતી જ હો ત્યાં આજ તો જા સુભાગી !
'જરૂર જરૂર જ્યારે આવશે રાત મારી,
'વિચરીશ તુજ કુંજે તે સમે આપથી હું.'

૭

ઓચિતો આભ ફાડે લસલસ વીજળીજીભ-ઝૂલન્ત ટાચું,
કમ્પી ઊઠી ભયેથી રમણી રજની-અંધાર એ ઘોર વચ્ચે;
વાવાઝોડું જગાવી પવન પ્રલયના શંખ ફૂંકે કરાલ,
આભેથી વજ્ર જાણે ખડખડ હસતું મશ્કરી કો'ની માંડે !

૮

વીત્યા છે કંઈ દિનો—માસો અષાઢી એહ રાતને,
વર્ષ પૂરું નથી વીત્યું, સંધ્યા ઢોળાય ચૈત્રની.
ફરર ફરર ફૂંકી આકળો વાયુ વાય,
સડક પર ઝૂકેલા વૃક્ષને મ્હોર બેઠા;
ઊઘરી ઊઘરી મ્હેકે રાજબાગે રૂપાળાં
બકુલ, રજનીગંધા, પુષ્પ પારુલ પ્યારાં.

૯

વાયુની લ્હેરીએ વ્હેતા આવે દૂર-સુદૂરથી,
મંદ મંદ સુરા-ભીના ધીરા કૈં સ્વર બંસીના,
નગર નિર્જન: પૌરજનો બધાં
મધુવને ફૂલ-ઉત્સવમાં ગયાં;
નીરખતો ચુપચાપ સૂની પુરી,
હસી રહ્યો નભ પૂનમચાંદલો.

૧૦

સૂને પંથે નગર મહીં એ નિર્મળી ચાંદનીમાં
સંન્યાસી કો' શરદ-ઘનશો એકલો જાય ચાલ્યો;

એને માથે તરુવર તણી શ્યામ ઘેરી ઘટાથી
વારે વારે ટહુ ! ટહુ ! રવે કોકિલા સાદ પાડે.

૧૧

આવી શું આજ એ રાત્રિ, યોગીના અભિસારની !
આપેલા કોલ આગુના, પાળવા શું પળે છ એ !
નગર બા'ર તપોધન નીસર્યો,
ગઢની રાંગ કને ભમવા ગયો,
તિમિરમાં સહસા કંઈ પેખિયું
વનઘટા તણી છાંય વિષે પડ્યું.

૧૨

પડી નિજ પગ પાસે એકલી રંક નારી,
તન લદબદ આખું શીતળાના પરુથી,
વિષ સમ ગણી એની કાળી રોગાળી કાયા,
પુરજન પુરબા'રે ફેંકી ચાલ્યાં ગયાં'તાં.

૧૩

સંન્યાસીએ નમી નીચે, માથું રોગવતી તણું,
ધીરેથી ઝાલીને ઊંચું પોતાના અંકમાં ધર્યું.
સૂકા એના અધર પર સિંચી રૂડી નીરધારા,
પીડા એને શિર શમવવા શાંતિમંત્રો ઉચાર્યા;
ગેગેલા એ શરીર ઉપરે ફેરવી હાથ ધીરો,
લેપી દીધો સુખડઘસિયો લેપ શીળો સુંવાળો.

૧૪

પૂછે રોગી : 'મુજ પતિતની પાસ ઓ આવનારા !
'આંહીં તારાં પુનિત પગલાં કેમ થાયે, દયાળા ?'
બોલે યોગી : 'વીસરી ગઈ શું કોલ એ, વાસુદત્તા !
'તારા-મારા મિલનની, સખિ ! આજ શૃંગાર-રાત્રિ.'
ઝર્યાં પુષ્પો શિરે એને, કોકિલા ટહુકી ઊઠી,
પૂર્ણિમા-ચન્દ્રની જાણે જ્યોત્સ્નાછોળ છલી ઊઠી.

['રવીન્દ્રવીણા'માંથી]

મૂળ : રવીન્દ્રનાથ ટાગોર
અનુવાદક : ઝવેરચંદ મેઘાણી

## શબ્દો

**રાંગ** - કોટની દીવાલની બાજુ. **પાદ** - પગ. **વારાંગના** - ગણિકા. **અભિસાર** - રાત્રે છાનામાના પ્રેમીને મળવા જવું તે. **માતેલી** - મસ્તીમાં આવેલી. **મદયૌવના** - યૌવનના કેફમાં ચકચૂર. **પળતી** - જતી. **રમણી** - સુંદર સ્ત્રી. **ગાત્ર** - શરીર, શરીરનો અવયવ. **સૌમ્ય** - શાંત. **ઇન્દુ** - ચંદ્ર, **લાલિત્ય** - સૌંદર્ય. **અધર** - હોઠ. **વિચરીશ** - આવીશ. **કુંજ** - ઘર. **કરાલ** - ભયંકર. **પૌરજનો** - પુરના લોકો, શહેરીઓ. **શરદઘનશો** - શરદ ઋતુના વાદળ જેવો. **રવ** - અવાજ. **તપોધન** - તપ જ જેનું ધન છે તેવો સાધુ. **તિમિર** - અંધારું. **સિંચી** - રેડી. **ગંગેલા** - કચકચેલું ને ગંધાઈ ઊઠેલું. **શીળો** - શીતળ, ટાઢો. **પતિત** - પાપી, પડેલ. **પુનિત** - પવિત્ર. **જ્યોત્સ્ના** - ચાંદની.

### - સ્વાધ્યાય -

૧. કાવ્યમાં રજૂ થયેલા અભિસારમાંથી તમે કયા અભિસારને ચડિયાતો ગણો છો ? શા માટે ?

૨. કવિએ પ્રકૃતિ અને નગરનાં વર્ણનો શા માટે યોજ્યાં હશે ?

૩. કાવ્યમાં રજૂ થયેલ બાહ્ય અને આંતરિક સૌંદર્યને પ્રગટ કરતી પંક્તિઓ દર્શાવો અને તે પૈકી બેનું સ્પષ્ટ ચિત્રણ કરો.

૪. કાવ્યના આધારે વાસવદત્તા અને ઉપગુપ્તનું પાત્રાલેખન કરો.

૫. કવિએ યોજેલા છંદોનું બંધારણ તપાસી તે કાવ્યને કેવા ભાવ-રૂપે મઢી શકે છે તેનો અભ્યાસ કરો.

૬. કાવ્યની કથાને સુંદર ગદ્યમાં મૂકો.

**પ્રવૃત્તિ** : (૧) 'કુરણાનીની કથા'માંથી અભિસારની કથા વાંચવી.

(૨) નિશા જે સર્વ ભૂતોની તેમાં જાગૃત સંયમી,
જેમાં જાગે બધાં ભૂતો તે જ્ઞાનીમુનિની નિશા. (ગીતા)
આ શ્લોકનો કાવ્યના સંદર્ભમાં અર્થ સમજવા પ્રયત્ન કરો.



# ૩

## છેલ્લી યાચના

સાક્ષાત્ ભગવાન આવીને કહે, 'માગ, માગ,' તો આપણે શું માગીએ ? સૌ પોતપોતાની મતિ અને સમજ પ્રમાણે એનો અલગ અલગ જવાબ આપવાના. આવે વખતે હૃદયમાં ઘૂંટાયા કરતી કોઈ તીવ્ર વાંછના પ્રમાણે માણસ માગી બેસવાનો.

અહીં કવિવર ટાગોરની એક સુંદર પ્રાર્થના રજૂ કરી છે. ઈશ્વર પાસે શું માગવું જોઈએ તેનો સરસ જવાબ તેમાં છે.

માણસનાં સૌથી વધારે દુઃખો તેની પોતાની જ દુર્બળતાને લીધે ઉત્પન્ન થાય છે. આથી કવિએ પહેલી માગણી અંતરના ઊંડાણમાં ખૂણેખાંચરે પણ પડેલી ક્ષીણતા ઉપર દયામાયા રાખ્યા વગર ખડ્ગ ઝીંકવાની કરી છે. 'ઝીંકી' શબ્દ એ ભાવને યોગ્ય રીતે રજૂ કરે છે.

માગવામાંય ખુમારી છે. સંસારમાં સુખદુઃખો તો આવવાનાં, તેથી દુઃખો ન પડે તેવું કવિએ માગ્યું નથી. ભલે દુઃખના ડુંગરા ખડકાય. પણ માગ્યું છે — એ દુઃખોને હસતે મોંએ પી જવાનું બળ. દુઃખ પણ પોતે શરમાઈને ભાગી જશે, દુઃખ જ સહેલું કઠણ છે તેવું નથી; સુખ જીરવવું પણ સહેલું નથી. સુખમાં માણસ ફુલાઈ જાય, એશઆરામ બની જાય, તેથી તેને પણ પચાવી જવાની શક્તિની માગણી કરી છે.

ત્રીજી કડીની માગણી તો કેવી સુંદર છે! 'હે પ્રભો, મારાં બધાં કામો તારી ભક્તિ રૂપે કરતો રહું તેવી શક્તિ આપજે; સેવા વ્યક્તિની કરતો રહું પણ ભક્તિ તારામાં સ્થિર રહે તેવું વરદાન દેજે. તારી ભક્તિરૂપે કરેલું કર્મ જ સાર્થકતા પામે છે. મારા હૃદયના સંબંધો - સ્નેહ, પ્રેમ પણ તારે અર્થે અને નિમિત્ત હશે તો જ એ પુષ્પનાં પોયણાં જેમ મહેકી ઊઠશે.'

દુષ્ટતા આચરવી ખરાબ છે પણ દુષ્ટતાને નમી પડવું એ તેથીય વધારે ખરાબ છે. એથી તો દુષ્ટતાને જ છૂટો દોર મળે છે. એટલે કવિએ જાલિમને નમી ન પડવાની શક્તિની માગણી કરી છે.

જે બધી રીતે કંગાલ છે તેવા કંગાલ લોકોની કંગાલિયત દૂર કરી શકું તો ઠીક છે પણ ઓછામાં ઓછું તેની આવી કંગાલિયતનાં મૂળ શામાં છે — તેની સમજણથીય તેને વંચિત કરનારો હું ન બનું તેવું માગ્યું છે.

અને છેલ્લે જેમાં બધું સમાઈ જાય છે તે 'મારી જાતને તારામાં સ્થિર રાખ' તેને માગ્યું છે.

## છેલ્લી યાચના

આ છે છેલ્લી યાચના આગ પાસે,
મારા ઊંડા છેક અંતસ્તલેથી
છેદી નાખો ક્ષીણતા સર્વ મારી
પૂરા જોરે ખડ્ગ ઝીંકી પ્રભુજી! ૧

સુખોનેયે જીરવી જાણવાની
શક્તિ દેજો દુઃખમાં એહવી કે
દુઃખો મારાં શાંત મોંએ હસીને
પોતે પોતાની જ પામે ઉપેક્ષા. ૨

શક્તિ દેજે ભકિતની નાથ એવી
જેણે મારાં કર્મ સાફલ્ય પામે,
જેણે મારા દુન્યવી સ્નેહ પ્રેમ
મ્હેકી ઊઠે પુણ્યનાં પોયણાં શાં. ૩

કંગાલોને જ્ઞાનહીણાં કરું ના,
જાલિમોને પાય ઝૂકી પડું ના,
ઊંચે માથે, ક્ષુદ્રતાની વચાળે,
ચાલું એવી શક્તિ આપો પ્રભુજી! ૪

શક્તિ દેજે – આપને પાય નામી
પોતાને હું સ્થિર રાખું સદૈવ. ૫

[ 'રવીન્દ્રવીણા'માંથી ]

મૂળ : **રવીન્દ્રનાથ ટાગોર**
અનુ : **ઝવેરચંદ મેઘાણી**

## શબ્દો

**અંતસ્તલેથી** – અંતરના તળિયેથી. **ક્ષીણતા** – દુર્બળતા, નબળાઈ. **ખડ્ગ** – તલવાર. **ઉપેક્ષા** – અનાદર, તિરસ્કાર. **સાફલ્ય** – સફળતા. **દુન્યવી** – દુનિયાનું, સંસારી. **પોયણાં** – રાત્રે ખીલનારી કમળની એક જાત. **ક્ષુદ્રતા** – તુચ્છતા, પામરતા. **સદૈવ** – હમેશ.

## - સ્વાધ્યાય -

૧. ક્ષીણતાને કેવી રીતે છેદી નાખવાનું કવિ કહે છે?
૨. ક્ષીણતાછેદનનો મર્મ શો છે?
૩. દુઃખો પોતે જ પોતાની ઉપેક્ષા કઈ રીતે પામી શકે?
૪. કવિએ ભક્તિની શક્તિ શા માટે માગી હશે?
૫. 'કંગાલોને જ્ઞાનહીણાં કરું ના'માં કવિ કઈ ભાવના વ્યક્ત કરે છે?
૬. ક્ષુદ્રતાની વચ્ચે ઊંચે માથે ચાલવાનું કવિ કેમ માગે છે?
૭. નીચેના શબ્દપ્રયોગોનું મહત્ત્વ સમજાવો :
ક્ષીણતા છેદવી, ઉપેક્ષા પામવી, ઝૂકી પડવું, ઊંચે માથે ચાલવું.
૮. સમજાવો : (૧) કર્મ સાફલ્ય પામે (૨) મ્હેકી ઊઠે પુણ્યનાં પોયણાં.
(૩) પોતાને હું સ્થિર રાખું.
૯. તમને વધારે ગમતી એક કડીને વિસ્તારથી સમજાવો.
૧૦. 'માગવામાં પણ ખુમારી છે' — એ બાબત કાવ્યના આધારે સમજાવો.

**પ્રવૃત્તિ** : તમે છેલ્લી યાચના કેવી કરો તે વિષે નિબંધરૂપે લખો.

■

# મહાદેવભાઈ હરિભાઈ દેસાઈ

## [ ઈ. સ. ૧૮૯૨ થી ઈ. સ. ૧૯૪૨ ]

**વતન :** દહેજ (જિ. સુરત)

**કૃતિઓ :** મહાદેવભાઈની ડાયરી, સંત ફ્રાંસિસ, નહેરુનું જીવન, વિરાજવહુ, સરદાર વલ્લભભાઈ.

### તારાં સ્વજન

દુનિયાની એ ખૂબી છે કે મોટા માણસો બીજે બધે પૂજાય છે પણ પોતાના જ ગામમાં પૂજાતા નથી. તુલસીદાસ મહારાજને બધાં ગુંસાંઈજી કહેતા પણ ગામમાં તો સૌ તુલસ્યો જ કહેતા.

સત્યના અંધારઘેરા માર્ગે નીકળનારાને સૌથી વધારે રોકે છે, તેમને કોઈ વાર વધુ પજવે છે, તેનાં જ સ્વજનો. સૌથી વધારે ઓથની આશા પોતાનાં સ્વજનો પાસેથી રખાય પણ ત્યાં જ નિરાશા સાંપડે છે અને ત્યારે ભલભલા પણ હામ હારી જાય છે. કવિવરે જગતનો આ અનુભવ વર્ણવીને આપણામાં હામ પૂરી છે કે 'તેથી કાંઈ ચિંતા કર્યે ચાલશે ના.'

### તારાં સ્વજન

તારાં સ્વજન તને જાય મૂકી તો
તેથી કાંઈ ચિંતા કર્યે ચાલશે ના.
તારી આશા-લતા પડશે તૂટી;
    ફૂલ ફળે એ ફાલશે ના...તેથી કાંઈ૦

માર્ગે તિમિર ઘોર ઘેરાશે
એટલે શું તું અટકી જાશે?
વારંવારે ચેતવે દીવો
    ખેર, જો દીવો ચેતશે ના...તેથી કાંઈ૦

સુણી તારા મુખની વાણી
નીંદશે વનવનનાં પ્રાણી,
તોય પોતાના ઘરમાં તારે
    પથ્થરનાં હૈયાં ગળશે ના...તેથી કાંઈ૦

બારણાં સામે બંધ મળે?
એટલે શું તું પાછો વળે?
વારંવારે ઠેલવાં પડે
    બારણાં તોયે હાલશે ના...તેથી કાંઈ૦

મૂળ : રવીન્દ્રનાથ ટાગોર
અનુ : મહાદેવભાઈ દેસાઈ

## શબ્દો

**લતા** – વેલ. **તિમિર** – અંધારું. **પ્હાણ** – પથ્થર.

## - સ્વાધ્યાય -

૧. કયા પ્રસંગોએ ચિંતા નહીં કરવાનું કવિનું સૂચન છે?

૨. સમજાવો : (૧) માર્ગે તિમિર ઘોર ઘેરાશે.

(૨) પ્હાણનાં હૈયાં ગળશે ના.

૩. સ્વજનો શ્વજનો કઈ રીતે થઈ શકે છે તે કાવ્યના આધારે સમજાવો.

૪. દીવો ચેતવવાના અને બારણાં ઠેલવાના ઔચિત્ય અંગે લખો.

૫. 'તેથી કાંઈ ચિંતા કર્યે ચાલશે ના'નો મર્મ સ્પષ્ટ કરો.

**પ્રવૃત્તિ** : (૧) 'એકલો જા ને રે' કાવ્ય વાંચવું.

(૨) 'થાકે ના થાકે ઓ માનવી! ના લેજે વિસામો' કાવ્ય વાંચવું.
—કર્તા વેણીભાઈ પુરોહિત

(૩) સ્વજનોને છોડીને પણ સત્યને માર્ગે નીકળી પડનારા મહાપુરુષોના જીવનના પ્રસંગોની યાદી કરો.



# નટવરલાલ કુબેરદાસ પંડ્યા – 'ઉશનસ્'

[ઈ. સ. ૧૯૨૦]

**વતન :** સાવલી (જિ. વડોદરા)

**કૃતિઓ :** પ્રસૂન, નેપથ્યે, મનોમુદ્રા, આર્દ્રા, તૃણનો ગ્રહ વગેરે.

## એનાં એ ગામડાં

આજ સુધીમાં અનેક સંસ્કૃતિઓ વિકસી અને વિનાશ પામી. પણ જીવંત તો તેમાંથી ખહુ થોડી જ રહી. ભારતીય સંસ્કૃતિ એવી એક પ્રાણવાન સંસ્કૃતિ તરીકે આજે પણ પોતાની કેટલીક વિશેષતાઓ સાથે ટકી રહી છે. સંસ્કૃતિ એ કોઈ સ્થૂળ પદાર્થ નથી પણ સૂક્ષ્મ ભાવના છે. સંસ્કારોનો સમુચ્ચય છે. આપણી એ પ્રાણવાન સંસ્કૃતિને પૂરી પિછાનવી હશે તો ભારતનાં અનેક ગામડાંઓ અને તેમાં વસતાં ભલાં-ભોળાં ગ્રામજનોનો સંપર્ક સાધવો જોઈશે.

મહાત્મા ગાંધીના શબ્દોમાં કહીએ તો 'ખરું ભારત તો ગામડાંમાં વસેલું છે.' હજારો ગામડાં પ્રકૃતિની ગોદમાં આજેય નરવા ને ગરવા જીવનનો આહ્લાદ ગાઈ રહ્યાં છે, આજેય ગ્રામજનોનાં હૃદય વન જેટલાં જ હરિયાળાં ને હેતાળવાં રહ્યાં છે. વન જેટલાં જ શીતળ અને શાંતિદાયક રહ્યાં છે.

હજારો વર્ષથી આગવી જીવનપ્રણાલીથી જીવતાં આ ગામડાંઓ અનેક ઝંઝાવાતો, તોફાનો અને સલ્તનત-સામ્રાજ્યોના કાળ-ઝપાટાઓને પણ પચાવી એવાં ને એવાં જ અડીખમ યોદ્ધા જેવાં ઊભાં છે. ગામડાં ભલે ગરીબાઈ, ગુલામી અને ગંદકીમાં સબડતાં હોય, છતાં હૈયાની વીરડીને એવી ને એવી જ સ્નેહઝરતી ને ચોખ્ખી રાખી રહ્યાં છે. એ રીતે વામન ગણાતાં ગામડાંઓ વિરાટ સંસ્કૃતિના સંરક્ષકો બની રહ્યાં છે.

આવાં ગામડાંઓ તરફની ઉપેક્ષાવૃત્તિ આપણને જ એક દિવસ કોરી ખાશે. ગામડું સમૃદ્ધ હશે તો જ શહેરો ટકી શકશે.

એ દૃષ્ટિએ ગામડાંઓનું સંરક્ષણ અને સંગોપન થવું જોઈએ, તો જ દેશનું સંરક્ષણ અને સંગોપન થશે. આજે ભલે ગામડાનાં રૂપ-રંગ બદલ્યાં હોય, વેશ-ભૂષામાં વિવિધતા દાખલ થઈ હોય, શહેરી સંસ્કૃતિના થોડા સંપર્કે અહીંતહીં થોડા ફેરફારો થયા હોય, પણ એ બધું તો નવજીવન પ્રાપ્ત કરવાની પ્રક્રિયા રૂપ છે. અંદરની અમીરાત ને ઇમારત તો એવી ને એવી જ મજબૂત અને મુલાયમ રહી છે.

કવિએ આ વાતને અહીં કાવ્યમાં ગૂંથી આપણને ઉપેક્ષિત ગામડાં તરફ અભિમુખ થવાનો ઇશારો કર્યો છે.

# એનાં એ ગામડાં

કેરલ કાશ્મીર કરો;
ઓખા–આસામ ફરો;
આખેય દેશ અમે એનાં એ ગામડાં.

ઉનાળે આભ નીચે, શિયાળે તાપણાં,
ચોમાસે પાણીનાં ઠેર ઠેર ખામણાં;
થોડાં લજામણાં ને ઝાઝેરાં દામણાં:
અંતરે ને ખેતરે તો હજીયે સોહામણાં.–એનાં એ૦

ઝાઝેરે ઘેર હજી માટીનાં ઠામણાં,
ઝાઝેરે ખેત હજી ઘેંશનાં શિરામણાં;
છાપરે છે ઘાસ, અને ભીંતજડયાં કામઠાં:
હૂંફ અને હેત થકી હજીયે હુલામણાં–એનાં એ૦

પુરના પવન અહીં વાય છે કયાંહીં કયાંહીં;
થોડોએક ફેર કરી જાય છે અહીં–ત્યાંહીં;
શહેરની સડક રોજ વાત નવી જાય કહી:
'ચડશે હવે જ ખરાં જંગે સત આપણાં.'–એનાં એ૦

આવ્યા આવ્યા ને ગયા ચાલી વંટોળિયા;
ઊંચેરાં ઝાડ એણે મૂળ થકી મોડિયાં:
એણે અમ કેશ જાણે કાંસકીથી હોળિયા!
અમે વિરાટ, પેલાં વામન શાં વામણાં–એનાં એ૦

વેશ ફરે–ભીતર તો એનો એ ભારત:
એનાં એ દિલ, અને એની એ આરત;
અમારી એ જ હજી અસલી ઈમારત:
પોપીએ પુરાણ પુર બાળક-શાં ધાવણાં.
એનાં એ ગામડાં.

[મિલાપ – ઑકટો. '૫૭ માંથી]

## શબ્દો

**દામણાં** – નેતરાં, પગે બાંધવાનું દોરડું. **મોડિયાં** – લગ્નપ્રસંગે માથે મુકાતો એક ઘાટ (મોડ). **વામન** – ઠીંગણું. **આરત** – ઇચ્છા.

## - સ્વાધ્યાય -

૧. 'કેરલ કાશ્મીર કરો' કેમ કહ્યું ? ફરો કેમ ન કહ્યું તે સમજાવો.

૨. ગામડાં કેવાં છે તે દર્શાવો.

૩. પુરના પવન શું છે ? એ શું કામ કરે છે ?

૪. 'ચડશે હવે જ ખરાં જંગે સત આપણાં' દ્વારા શું અભિપ્રેત છે ?

૫. વંટોળિયા, ઝાડ અને ગામનો સંબંધ સ્પષ્ટ કરો.

૬. કવિ શાહેરોને વામણાં શાથી કહે છે ?

૭. સમજાવો : (૧) થોડાં લગ્નમણાં ને ઝાઝેરાં દામણાં.
(૨) પોષીએ પુરાણ પુર બાળક-શાં ધાવણાં.

૮. 'હૂંફ અને હેત થકી હજીયે હુલામણાં'ની યથાર્થતાની ચર્ચા કરો.

૯. તમારી દૃષ્ટિએ, આ કાવ્ય અંગેનો અભિપ્રાય લખો.
[મુદ્દા : ભાષા, છંદ, શૈલી, કવિનું દર્શન, વિગતોની સ્પષ્ટતા, અર્થઘનતા, સંકેત, યથાર્થતા વગેરે.]

પ્રવૃત્તિ : (૧) 'એનાં એ ગામડાં'નો શાહેરી તરીકે તમે શો ઉત્તર આપશો તેની ચર્ચા કરો.

(૨) કવિ વખાણ કરે છે તેને યોગ્ય આજનાં ગામડાં છે ખરાં ? કવિથી તમે કઈ રીતે અલગ પડો છો તે દર્શાવો.

# લોકસાહિત્ય

લોકસાહિત્ય એટલે લોકોના હૃદયમાંથી સર્જાયેલું સાહિત્ય. સાધારણ રીતે તેનો કોઈ એક સર્જક નથી પણ અનેકના હાથે ઘડાયેલી તે સહિયારી મૂડી છે. તેની અંદર સમાજના મનોભાવોને, તેની માન્યતાઓને વિશેષપણે રજૂ કરવામાં આવે છે. ભલા-ભોળા લોકોના હૃદયમાં આ સાહિત્ય આકાર પામતું હોવાથી એમાં સચ્ચાઈ, સરળતા અને સ્વાનુભવ સહજ રીતે પ્રગટ થાય છે. એ જનસમૂહની સહિયારી સરજત હોવાથી મઝિયારી મૂડી બની કંઠોપકંઠ વહેતું રહે છે. પ્રવાહિતા તેને સજીવતા અર્પે છે. 'વહેતાં પાણી નિર્મળાં, બંધીલાં ગંધીલાં હોય' ન્યાયે એ નવાં નવાં સંસ્કરણ ઝીલતું વહે છે. તે લિપિબદ્ધ થતું નથી, જોકે સ્વ. મેઘાણીભાઈના પુરુષાર્થે એ ગ્રંથસ્થ થયું, પણ ત્યાં સુધી તો બહુ અંશે એ કંઠસ્થ સાહિત્ય તરીકે જ જીવતું હતું. તે કારણે લાઘવતા એની એક વિશિષ્ટતા રહી. અર્થભરપૂર થોડા શબ્દો દ્વારા એ પોતાની વાત રજૂ કરી શકે છે, તેથી તેની માર્મિકતા અને સચોટતા વધી જાય છે. આના ઉત્તમ નમૂના અહીં આપેલા દોહા-સોરઠા ગણી શકાય. એ બધાંમાં જીવનના અનુભવને કેવી માર્મિક રીતે રજૂ કર્યો છે!

એવી જ એક વિશેષ ધ્યાન ખેંચનારી બાબત છે, તેની પુનરુક્તિપ્રધાન શૈલી. કોઈ એક પંક્તિ સમગ્ર કૃતિના મેરુદંડ સમી કલેવરને સાચવતી ઊભી હોય છે અને તેની આસપાસ કલ્પના અને ભાવના સાથિયા પુરાતા જાય, તેમાં કંઠની મધુરતા ઉમેરાતાં એ ગુંજતું બને છે.

સચ્ચાઈ, પ્રવાહિતા, સરળતા, સ્વાનુભવ અને થોડામાં ઝાઝું કહેવાની અને તે વારંવાર કહેવાની શૈલીની સરજતમાંથી સંઘેડાઉતાર લોકસાહિત્ય સર્જાય છે.

અહીં આપેલાં કાવ્યો, દુહા અને ભજનની પંક્તિઓમાં આ બધાં લક્ષણોનું પ્રતિબિંબ જોઈ શકાય છે.

## ૧

### દુહા

વિપત પડે ના વલખીએ, વલખે વિપત ન જાય,<br>
વિપતે ઉદ્યમ કીજીએ, ઉદ્યમ આપદ ખાય. ૧

ધન જોબન ને ઠાકરી, તે ઉપર અવિવેક;<br>
એ ચારે ભેગાં હુવાં, અનરથ કરે અનેક. ૨

ગઈ સંપત ફિર સાંપડે, ગયાં વળે છે વ્હાણ;
ગઈ કીર્તિ આવે નહીં, ગયા ન આવે પ્રાણ. ૩

ખૂંદી ખમે માતા પ્રથમી, વાઢી ખમે વનરાઈ;
કઠણ વચન સાધુડાં ખમે, નીર તો સાયરમાં સમાય. ૪

તરણે તરણે સૂગરી, આદરજો જ ઘરાં;
કર ચાલે આળસ કરે, મોટી ખોટ નરાં. ૫

સતી નાર, ભોરિંગમણિ, શૂરાને શરણાત;
કરપી ધન, મૂછ કેસરી, મૂએ જાય પરહાથ. ૬

ધ્રમ જાતાં, ધર પલટતાં, ત્રિયા પડન્તે તાવ;
એ તીનું બાતાં મરણરા, કોણ રંક કોણ રાવ. ૭

સોનાં જેનાં શીલ, (એના) વરણ કાંઉ વચારિયે;
પ્રહ્‌લાદેય પવિત્ર, (નકે) દાનવ હૂતો દાદવા! ૮

સવરણ કવરણ નોય, (મર) કવરણ ઘર ઊછર્યો કરણ;
કોયલ કસદ ન હોય, (મર) દસદે પાળી દાદવા. ૯

હૈડા ભીતર દવ બળે, કોઈ ન જાણે સાર;
કાં મન જાણે આપણું, કાં જાણે કરતાર. ૧૦

## શબ્દો

**વિપત** - સંકટ, દુઃખ. **વલખવું** - વલખાં મારવાં. **ઠાકરી** - ઠકરાત, સત્તા. **સાયર** - સાગર. **શૂરાને શરણાત** - શૂરાનો શરણાગત. **કરપી ધન** - કંજૂસનું ધન. **ધ્રમ** - ધર્મ. **ધર** - ધૂંસરી, ધુરા. **ધર પલટતાં** - રાજ્યપલટો, જન્મભૂમિ પરહાથ જતી હોય. **ત્રિયા** - સ્ત્રી. **તાવ** - વિપદ. **કાંઉ** - કેમ. **નકે** - ભલે. **મર** - ભલે. **હૂતો** - હતો. **કસદ** - કુસાદીલો, કર્કશ કંઠવાળો. **દસદ** - ધિક્કારવા યોગ્ય સાદ(સ્વર)વાળી કાગડી. **પાળી** - ઉછેરી. **દવ** - દાવાનળ. **કરતાર** - ઈશ્વર.

## - સ્વાધ્યાય -

૧. કોઈ પણ બે દુહાને વિસ્તારથી સમજાવો.

**પ્રવૃત્તિ** : અહીં આપ્યા સિવાયના લોકબોલીમાં બોલાતા દસ દુહાને તમારી નોટબુકમાં ઉતારો. (પુસ્તક : સ્વ. ગિજુભાઈ સંપાદિત દુહા અને સોરઠા.)

■

## ૨

## અજરા કાંઈ જરિયા

ઈશ્વરજ્ઞાન નથી ઝટપટ મળતું કે નથી મળતું એકસામટું. એ તો ધીમે ધીમે અને થોડે થોડે જ મળે છે. એ અજરાજ્ઞાન છે. અજરા એટલે જરે નહીં – પચે નહીં તેવું. બીજા અર્થમાં વૃદ્ધાવસ્થા ન લાગે તેવું, અમર. આવું જ્ઞાન ધીમે ધીમે જ પ્રગટે અને ધીમે ધીમે પચે. માટે હે સંતો! તમે ઉતાવળા અધીરા ન થશો. તેમાંય આ તો વળી કળજુગ છે. ભાતભાતનાં લોભામણાં નવાં નવાં મોહનાસ્ત્ર પ્રગટતાં જાય છે. અજરાજ્ઞાન પ્રાપ્ત કરવું એ મેરુ ચડવા જેવું કપરું છે. આ મેરુ ચડવાની કેડીમાં આડાઅવળા ઘણા વાંક છે. ઉતાવળા થયા તો પડ્યા જ સમજો. કવિ એથી બચવાના ઉપાય પણ બતાવે છે. તન ઘોડા પર મન અસવારને "જરણાં" ધીરજનું જીન કસવાનું કહે છે. અને છેલ્લે સુધી શ્વાસે શ્વાસે જાગૃતિ રાખવાનું કહે છે.

જૂનાં લોકભજનોમાં સચ્ચાઈ હોઈ તે ટકતાં. ખોટાં ભજનોને યાદ રાખવાની લોકોને નવરાશ નહોતી. આ ભજનનો ઉપાડ અને અંત શાંત રસમાં છે. પણ તે શાંત રસની પાછળ પણ અનેરી મક્કમતા રહેલી છે.

'શીલ બરછી સત હથિયાર માયલાસે જુદ્ધ કરો હો જી.'

અહંકારને શીલ અને સત્યનાં હથિયારો વડે પરાજિત કર્યા સિવાય તો છૂટકો નથી.

### અજરા કાંઈ જરિયા

અજરા કાંઈ જરિયા ન જાય,
 એ જી વીરા મારા અજરા કાંઈ જરિયા ન જાય.
ધીરે ધીરે સંતો પીઓ હો જી
 ધીરે ધીરે સાધુ પીઓ હો જી—અજરા૦
કળજુગ કાંઈ કાંટા કેરી વાડય,
 એ જી વીરા મારા કળજુગ છે કાંટા કેરી વાડય;
 જોઈ જોઈ પાંવ ધરો હો જી—અજરા૦
ચડવું કાંઈ મેરુની સમાન એ જી વીરા મારા (૨)
 આડાઅવળા વાંક ઘણા હો જી—અજરા૦
તન ઘોડો મન અસવાર એ જી વીરા મારા (૨)
 જરણાંનાં જીન ધરો હો જી—અજરા૦
શીલ બરછી સત હથિયાર એ જી વીરા મારા (૨)
 માયલાએ જુદ્ધ કરો હો જી—અજરા૦
બોલિયા કાંઈ ધ્રુવ ને પ્રહ્‌લાદ એ જી વીરા મારા (૨)
 અજપાના જાપ જેવો હો જી—અજરા૦

## શબ્દો

**અજરા** - અ + જરા, જેને કદીય વૃદ્ધાવસ્થા આવે નહીં તેવું, જૂનું ન થાય, ક્ષીણ ન થાય તેવું. (૨) જરે નહીં તેવું, પચે નહીં તેવું. **જરિયા** - પચવું, હજમ થવું. **તન** - શરીર. **જરણું** - ધૈર્ય, ધીરજ. **જીન** - ઘોડાનું પલાણ. **શીલ** - શુદ્ધ ચારિત્ર્ય. **અજપાના જાપ** - વગર પ્રયત્ને શ્વાસોચ્છ્‌વાસે ઈશ્વરસ્મરણ થાય તે. सोऽहम् અજપામંત્ર કહેવાય છે. શ્વાસોચ્છ્‌વાસની ક્રિયાથી જ सोऽहम् ઉચ્ચાર થયા કરે તે. सोऽहम् - તે (બ્રહ્મ) હું છું.

### - સ્વાધ્યાય -

૧. અજરાજ્ઞાન મેળવવા શી સાવચેતી રાખવાનું કવિ સૂચવે છે?

૨. અજરાજ્ઞાન મેળવવા માટે ભજનમાં શો ઉપાય બતાવ્યો છે?

૩. 'માયલાએ જુદ્ધ કરો' કહીને કોની સાથે યુદ્ધ કરવાનું સૂચવાયું છે? કેવા યુદ્ધની વાત ભજનમાં કરી છે?

૪. ધ્રુવ અને પ્રહ્લાદ કેવા જાપ જપવાની વાત કરે છે?

૫. અજરાજ્ઞાન એટલે શું? એને અજરાજ્ઞાન શા માટે કહેવામાં આવે છે?

૬. સમજાવો : (૧) કળજુગ છે કાંટા કેરી વાડ.
(૨) જોઈ જોઈ પાંવ ધરો.



## ૩

## જેને વ્હાલાસે વિજોગ

જેને ઈશ્વરની સાથે ઓળખાણ કરવી છે એ સુખેથી કેમ સૂઈ શકે? રાતદિવસ રામની રટણા ચાલતી હોય ત્યાં દેહનું ભાન ક્યાંથી રહે? એવા વહાલાના વિજોગમાં ભૂખ-દુઃખ ભૂલી જનારા જ આ પૃથ્વી ઉપર પ્રભુને પામી શક્યા છે. ઈશ્વરદર્શન એ જ એમની મૂડી. એ વિના એ કંગાલ બની જાય. ઈશ્વરભક્તિમાં મહાલનારા સંતો-ભક્તો જ ઈશ્વરને વહાલા હોય છે. બ્રહ્માનંદ સ્વામીએ ગાયું કે —

ઊધો મુઝે સંત સદા અતિ પ્યારે,
મૈં સંતનકે પીછે જાઉં જહાં જહાં સંત સિધારે.
ચરનનરજ નિજ અંગ લગાઉં શોધું ગાત હમારે,
ઊધો મુઝે સંત સદા અતિ પ્યારે.

સંત ફકીરની પાછળ તો ઈશ્વર આંટા મારે છે. એના ચરણની રજથી પ્રભુ પોતાનું પંડ્ય પવિત્ર કરે છે.

આવા ભક્ત અને ભગવાનના પ્રેમસંબંધની વાત ક્યાં અજાણી છે? અહીં લોકકવિનું ભક્તહૃદય પણ એ જ વાત કહે છે: પ્રભુનો વિજોગ કેવી વસમી વાત છે! પ્રેમલક્ષણા ભક્તિના જુવાળમાં જેણે આનંદ માણ્યો હોય ભક્તો એવા માછલીની જેમ વેળ્યેથી જ્યારે વિખૂટા પડી જાય છે, ત્યારે ઝૂરી ઝૂરી મરે છે. 'એવાને તરછોડી જવામાં તો હે ત્રિકમ, તમને પોતાને ખોટ છે, નુકસાન છે, કલંક છે.' આપણા આ લોકકવિએ પોતાની સાદી સીધી ભાષામાં થોડાં ઉદાહરણો દ્વારા પોતાના વિજોગની વિનતી પ્રભુ આગળ ધરી દીધી છે.

## જેને વ્હાલાસે વિજોગ

જેને વ્હાલાસે વિજોગ રે જેને પિયુ સે વિજોગ રે
સુખેથી આ મન કોઈ દી સૂએ નહીં,
લોચનિયાં લોચે હે જી હે જી કોમળ મુખને કારણે રે,
આ તન રેવે નહીં;
દીન તો કરીને ગયા છો દીનાનાથ રે,
સુખેથી આ મન કોઈ દી સૂએ નહીં.—જેને૦

પતિવ્રતા ઝૂરે જેનો પિયુડો પરદેશમાં રે,
આ તન રેવે નહીં,
વ્રેહની વિપતથી જેના તનમાં લાગેલો તાપ રે,
સુખેથી આ મન કોઈ દી સૂએ નહીં.—જેને૦

પુતરને પોઢાડી જેની જનેતા ભૂલી ગઈ પારણું રે,
આ તન રેવે નહીં.
બાળકને બળાપે જેને કોટિક બેસે કર્મ રે,
સુખેથી આ મન કોઈ દી સૂએ નહીં.—જેને૦

વેળ્યેથી વિખૂટી જેમ ઝૂરે જળની માછલી રે,
આ તન રેવે નહીં,
તરછોડી જાતાં એ ત્રિકમ તમને ખોટય રે,
સુખેથી આ મન કોઈ દી સૂએ નહીં.—જેને૦

દાસ સવો એમ કહે છે એ જી વિજોગની આ વિનતી રે,
આ તન રેવે નહીં,
માલિકને મળવાને જેણે દોડીને કાઢી દોટ રે.
સુખેથી આ મન કોઈ દી સૂએ નહીં.—જેને૦

### શબ્દો

**પિયુ** - પતિ, સ્વામી. **લોચે** - ઝંખના, તલસાટ. **રેવે** - રહેશે. **બ્રેહ** - વિરહ. **વેઝ્ય** - ભરતી. **ત્રિકમ** - ભગવાન, વિષ્ણુ. **ખોટય** - નુકસાન. **કોમળ સુખને કારણે** - ઈશ્વરદર્શન માટે. **કોટિક એસે કર્મ** - અગણિત પાપ.

### - સ્વાધ્યાય -

૧. વહાલાથી વિજોગવાળાની શી દશા થાય છે?

૨. કવિના હિસાબે મનુષ્ય શરીર અને મનથી ક્યારે બેચેની અનુભવે છે?

૩. કઈ કઈ બાબતોમાં શરીર 'રેવે' નહીં એમ કવિ કહે છે? એમ થવાનું કારણ શું છે?

૪. ભગવાનને કઈ રીતનો ઉપાલંભ આપે છે?

૫. માલિકને મળવાની દોટ કાઢનારને શું વેઠવું પડે છે? એમ કર્યાનો ફાયદો છે ખરો?

૬. ભજનમાં 'હિન્દી પ્રયોગો' છે તેમના અર્થ અને કારણ સમજાવો.

૭. તમને સ્પર્શતી કાવ્યની સૌથી સુંદર પંક્તિનો પૂર્ણ અર્થ સમજાવો.

**પ્રવૃત્તિ :** તમારા ગામમાં કોઈ ભક્તજન રહેતા હોય તો તેમની પાસેથી આ વિષય અંગેનું ભજન મેળવશો.



## ૪

## ગોતણ્યે ચઢીશ મા ગોવિંદની

આપણા દેશનું એ પરમ સૌભાગ્ય રહ્યું છે કે જ્ઞાનની ગંગા કેવળ હિમાલયનાં શિખરો પર નથી રહી, તેને ભગીરથ જેવા સાધુ-સંતોએ જન-મનનાં ખેતરમાં સાદી ભાષાની નીકોમાં વહેવડાવી છે. એથી લોકસંસ્કૃતિની શ્રી અને શોભાનો વિસ્તાર થતો રહ્યો છે. આપણા ઋષિમુનિઓને થયેલ ગૂઢ અનુભવો વેદ, ઉપનિષદ અને ગીતા જેવા ગ્રંથોમાં સંસ્કૃત ભાષામાં લખાયેલ પડ્યા છે. તેને આપણા સાધુ-સંતોએ લોકો સમજે તેવી ભાષામાં, સાદાં ઉપમા-અલંકારો અને પ્રતીકો લઈને મૂક્યાં છે. ક્યાંક રેંટિયાનું પ્રતીક લીધું છે તો ક્યાંક વળી ખેતીનું, ક્યાંક તંબૂરનું તો ક્યાંક કોસ-ફરવાનું. પણ જ્ઞાન થોડાના હાથમાં ન રહી જાય તેની કાળજી લીધી અને પોતાને થયેલ અનુભવો ગાયા કર્યા. આથી સૈકે સૈકે સંસારની કાંટમાં ઉઝરડાયેલાને મલમપટ્ટા થયા, દંખ વાગેલાનાં ઝેર ઊતર્યાં, ભૂલાં પડેલાંને વાટ જડી અને રુદન કે નિરાશાના સૂરની જગ્યાએ અનંતની આરાધનાના સૂર ઊઠ્યા.

પરિણામે દેશમાં સુલેહ, શાંતિ અને પ્રીતિનું સામ્રાજ્ય લોકસમાજમાં રહ્યું. તેનું મૂળ સાધુ-સંતોએ કરેલ આ અનંતનું ગાન છે.

અહીં એવા એક બહુજનહિતે રત એવા સાધુસંતની અનુભવવાણી વહી છે.

સંસારમાં રહી ફરજ બજાવવી કે ભગવાન પાછળ ગાંડા બની બધું છોડી ભાગી નીકળવું? પ્રવૃત્તિ કે નિવૃત્તિ-આ સવાલ હંમેશાં રહ્યો છે. આપણે એમ માનતા હોઈએ કે, ઈશ્વર અણુએ અણુમાં વ્યાપેલો છે. તે સર્વત્ર છે, સર્વજ્ઞ છે. તો પછી તેને શોધવા ભટકવું શા માટે? એટલે ઉપનિષદોએ કહ્યું: આત્માને જ ઓળખવાની જરૂર છે. પણ આત્મા નથી પ્રવચનથી મળતો કે નથી બહુ શ્રવણથી મળતો કે નથી તે બુદ્ધિથી સાંપડતો. આત્મા તો આત્મા પોતે જ જેને વરે તેની પાસે જ તેનું સ્વરૂપ પ્રગટ કરે છે.

ઉપનિષદની આ ગંભીર વાણીને આ સાધુ ભગતે 'ગોતણ્યે ચડીશ મા ગોવિંદની' માં ગૂંથી છે.

ગીતાએ જે વિવિધ અધ્યાયોમાં જ્ઞાનભક્તિયુક્ત કર્મયોગનો મંત્ર આપ્યો તે વાત જ લાલગરના શિષ્ય ખુમાનસંગે ગામઠી ભાષામાં વહેતી મૂકી છે.

## ગોતણ્યે ચડીશ મા ગોવિંદની

ગોતણ્યે ચડીશ મા ગોવિંદની તું, ગોવિંદ ગોત્યા નહીં જડે,
માંડયા હશે જો મેળાપ તારા, મોહન આવી એની મેળે મળે.
ગોવિંદ આવી એની મેળે જડે.

નથી આંધળા, નથી બહેરા, સાદ સૌના સાંભળે,
ઘડી પળની ભક્તિમાં તારું મન ચડયું કેમ ચાકડે?
ભાઈ, મન ચડયું કેમ ચાકડે?—ગોતણ્યે૦

રામને કાજે રખડવા કરતાં બેસી જા ને તું એક જ સ્થળે,
નીતિ છોડીશ નહીં હે નરબંકડા, વિપતવાદળ આવી પડે.
ભાઈ, વિપતવાદળ આવી પડે—ગોતણ્યે૦

ઝેરના પ્યાલા જીરવી જજે, જ્ઞાન ઉતારી લેજે ગળે,
પ્રેમરસનાં પૂર પ્રગટે, તારી પુનાઈના બળે,
ભાઈ, તારી પુનાઈના બળે.—ગોતણ્યે૦

લાલગર ચરણે બોલ્યા ખુમાણસંગ, ખેતર ખેડો પ્રેમભક્તિ વડે,
વાવેલાં બીજને આવી સંભાળશે, વાલો મારો એ ખરે વખતે,
ભાઈ, વાલો મારો એ ખરે વખતે—ગોતણ્યે૦

## શબ્દો

**નરબંકડો** - બહાદુર પુરુષ. **પુનાઈ** - પુણ્ય. **ખરે વખતે** - મુશ્કેલીના સમયે.

## - સ્વાધ્યાય -

૧. ગોવિંદ એની મેળે જડવાનું કઈ રીતે સંભવિત છે ?

૨. ઘડીપળની ભક્તિ અને ચાકડે ચડેલું મન એ બે વચ્ચેનો સંબંધ દર્શાવતો અર્થ સ્પષ્ટ કરો.

૩. ઈશ્વરને મેળવવા શું શું કરવાની સલાહ કવિ આપે છે ?

૪. કવિ ઝેરના પ્યાલાની વાત કરે છે. એ કયું ઝેર છે અને એના પ્યાલાનો અર્થ શો છે ?

૫. 'પુનાઈ ન હોય તો પ્રેમરસનાં પૂર પ્રગટે નહીં' એ હંમેશાં સાચું છે ખરું ? ચર્ચા કરો.

૬. 'વાલો ખરે ટાણે' આવશે એવી શ્રદ્ધા રાખવી આજ શક્ય છે ખરી ? તમારી શ્રદ્ધા એવી છે ખરી ? શાથી ?

**પ્રવૃત્તિ** : (૧) તમારી આજુબાજુ આવા કોઈ સંત-ભગત હોય તો તેનો પરિચય કેળવો.

(૨) લોકભજનો એકઠાં કરી તેને સમજવાનો પ્રયત્ન કરો.

# દેવજી શ. મોઢા

[ઈ. સ. ૧૯૧૩]

વતન : પોરબંદર (સૌરાષ્ટ્ર)

**કૃતિઓ :** પ્રયાણ, શ્રદ્ધા, આરત, અનિદ્રા, વનશ્રી, રાધિકા વગેરે.

## ભીતર વળશો ક્યારે

ઈશ્વરદીધા દેહનો ઉપયોગ માણસે સારો અને માઠો બન્ને રીતે કર્યો છે. કબીર જેવા સંતોએ શારીરિક ઇન્દ્રિયોને સન્માર્ગે દોરી પ્રભુપરાયણ બનાવી, તેને અંતરદેવતાની પૂજામાં જોતરી. તેથી જ તેઓએ ગાયું :

नयन दिये दरशन करनेको श्रवण दिये सुन ज्ञान रे
वदन दिया हरिगुण गानेको हाथ दिये कर दान रे।

કાવ્યમાં નયણાં બધી ઇન્દ્રિયોનાં વાચક છે. હરિદર્શનના સાધનરૂપ ઇન્દ્રિયોનો સદુપયોગ એ આદિકાળથી કહેવાતી આવતી શિખામણ છે. માણસ મનથી હરિદર્શન માટે ઉત્સુક બને પણ હંમેશની ટેવ મુજબ ચાલતી ઇન્દ્રિયો તેમાં અવરોધ ઊભો કરે છે, ચિત્ત સાથે સહાનુભૂતિથી વર્તતી નથી. આપણો સૌનો એ અનુભવ છે. સાધનને બદલે બંધનરૂપ બની દર્શન થતું જે અટકાવે એ કેમ ચાલે? તેથી કવિ નયનોને ભીતર વાળવાની વાત કરે છે. અંતરશોધ માટે ઊપડવાની વાત કરે છે. જગતનાં રૂપ, રંગ, શંખ, છીપલાં છોડી માલલાં મોતી પારખવાની વાત કરે છે. પણ આજ સુધી રખડવાયાની જેમ ભટકેલાં નયનો એકદમ કેવી રીતે માને? સ્નેહીની જેમ પ્રેમ અને આરજૂથી કવિ તેને ભીતરના દર્શન માટે વીનવે છે. 'ઘટ હી ખોજો ભાઈ!'ની સંતવાણી રામજાવે છે.

સાધન જ દીર્ઘું હોય તો સાધ્યને પહોંચી શકાતું નથી; ત્યારે સાધન જ બંધનરૂપ બની જાય છે. એવે વખતે સાધનને જ પહેલાં શુદ્ધ બનાવવાનું રહે છે.

## ભીતર વળશો ક્યારે

ભીતર વળશો ક્યારે?
નયણાં! ઢળશો ભીતર ક્યારે?
બાહ્ય પદારથ બહુ બહુ જોયા,
ભટકી બહારે બહારે
અંતર શોધ ચલવવા હાવાં
ભીતર વળશો ક્યારે?
નયણાં! ઢળશો ક્યારે?

# ઉમાશંકર જેઠાલાલ જોશી

## [ ઈ. સ. ૧૯૧૧ ]

**વતન :** બામણા ( સાબરકાંઠા )

**કૃતિઓ :** વિશ્વશાંતિ, ગંગોત્રી, વસંતવર્ષા, નિશીથ, પ્રાચીના, આતિથ્ય, મહાપ્રસ્થાન, અભિજ્ઞા, પારકાં જણ્યાં, સાપના ભારા વગેરે.

### વડ

કવિએ વડનું પ્રતીક લઈને કેટકેટલી દિશા તરફ આપણને સાવધ કર્યા છે! વડ તો આપણે રોજ જોતા હોઈએ છીએ પણ કાવ્ય વાંચ્યા પછી તેને જુદી જ રીતે જોઈ શકીશું.

વડ એવું વિશાળ વૃક્ષ છે કે તે છેક ટેકરી ઉપર જઈને ઊગે તોય શોભી ઊઠે, જરા પણ અણછાજતું ન લાગે. આમ છતાંય તે આપમેળે ગામના પાદર કે તળાવની પાળે જ પોતાનો વસવાટ કરે છે. ઈશુ ખ્રિસ્તને તેના શિષ્યોએ છેલ્લી વખતનો ઉપદેશ આપવાનું કહ્યું ત્યારે તેમણે મૂંગા મૂંગા પોતાના શિષ્યોના પગ ધોયા અને છેલ્લે કહ્યું, "આપમેળે નાના થજો."

વડ પાદરમાં ઊગીને ફેલાતા પહેલાં તો પોતાનાં મૂળિયાં મજબૂત કરે છે. તે પછી થડ મજબૂત કરે છે. આ બે કામ પૂરાં કર્યા પહેલાં તે વિસ્તાર કરતો નથી; કારણ કે તેવો વિસ્તાર રેતીના પાયા ઉપર ઊભા કરેલા મહેલ જેવો થાય. છતાં ઘણાં મનુષ્યો તેવી ઉતાવળ કરે છે. વડને તેવી ઉતાવળ નથી. તે ઊંડાં મૂળ નાખે અને થડ મજબૂત કરે ત્યાર પછી જ થોડોક ઊંચે વધે છે. વળી એમ વધ્યા પછી પણ તેને વધ્યે જ જવાનો શોખ નથી. તે તો જ્યાં જન્મ પામ્યો છે તે ભૂમિ તરફ પાછો વળે છે.

'પોષ્યો જે ભૂમિમાતે નિજ હૃદય તણાં દૂધ મીઠાં પિવાડી
એને જૈ ભેટવાને ઢળી પડી વડવૈ.'

વડવાઈને કોઈએ ખેંચી નથી પણ તે પૃથ્વી તરફ ઢળી પડેલ છે. વડવાઈ જોઈને આવું ચિંતન તો કોઈક અનેરા કવિને જ સૂઝે. પૃથ્વી તરફ ઢળવા છતાં આકાશી સૂર્યપ્રકાશમાંથી પોતાને મળતા પોષણ તરફ વડ કૃતઘ્ન નથી. તેનાં ડાળો, ટેટા, સુપર્ણો સદૈવ હસતા મુખે એ કૃપા ઝીલી રહ્યાં છે. સંસાર અને ઈશ બન્ને બાજુની ફરજો જ્ઞાની જીવ બજાવ્યા કરે છે. કવિએ છેલ્લી પંક્તિઓમાં આવા અડોલ જ્ઞાની પુરુષની સાથે વડનાં આ સંકલ્પ અને જીવનયાત્રાને તંતોતંત મેળવી બતાવ્યાં છે. સઘન અર્થભરપૂર છતાં કાવ્યરસથી સંચિત થયેલાં ચૌદ લીટીનાં આવાં કાવ્યો કમ હશે.

### વડ

( સ્રગ્ધરા )

ઊંચી કો ટેકરીના શિખર પર શિખાશા ઊગી સૃષ્ટિક્યારે
સૌથી ઊંચા ગણાવું ગમ્યું નહિ વડને, ગામને ગોંદરે કે

તીરે ઊગે તળાવે પસરી નિજ ઘટા ઘેર ગંભીર નમ્ર,
રોપી વજ્રે ઘડેલું અડગ થડ ધરામાં ખૂંચી મૂળ ઊંડાં,
વાધે ઊંચો જરી, કે અધિક થવું ઊંચા એ ન આદર્શ એને.
પોષ્યો જે ભૂમિમાતે નિજ હૃદય તણાં દૂધ મીઠાં પિવાડી
એને જે ભેટવાને ઢળી પડી વડવે, ફેલવાં, ને, ન ભૂલે
ડાળો, ટેટાં, સુપર્ણો હસમુખ ગગને જે કૃપાવારિ વર્ષે.
પાયો ઊંડે જમાવી વધી વધી લળતા, ને વડેરા જણાવા
રાખે હૈયે સ્પૃહા ના અમર, પુરુષ એવા અહીં કોક, જેનો
સૌજન્યે ધીર આત્મા ન લવ પણ કદી ઈશ એહસાન ભૂલે
તોયે અસ્તિત્વ આખું જહીં થકી ઉપન્યા, તે પ્રતિ જે ઝૂકી રહે
છાંયો ઢાળી, નિહાળી અવરજવર સૌ જીવની રાચી રહેતા,
ઝંઝા ઝઝે, ન ધ્રૂજે, ખખડધજ વડો એ કદી પુણ્યપર્ણો.

[ 'ગંગોત્રી'માંથી ]

## શબ્દો

શિખા – ચોટી. **તીરે** – કિનારે. **ખૂંચી** – પહોંચાડી, ખૂંતાડી. **વાધવું** – વધવું. **ફેલવાં** – ફેલાવવાં. **વારિ** – પાણી. **લળતા** – નમતા. **સ્પૃહા** – ઇચ્છા. **સૌજન્ય** – સુજનતા. **ઉપન્યા** – ઊપજ્યા. **રાચી** – ખુશ થઈ. **ઝંઝા** – ઝંઝાવાત, તોફાન. **ખખડધજ** – (ખાસ કરીને વૃદ્ધ છતાં) મજબૂત બાંધાનું. (૨) દમામદાર; ભવ્ય.

## – સ્વાધ્યાય –

૧. વડ ઊંચી ટેકરી પર ઊગવાને બદલે ગામને ગોંદરે કે તળાવને કિનારે ઊગવાનું શા માટે પસંદ કરે છે ?

૨. જીવનમાં ઉપયોગી થાય તેવા કયા ગુણો આ કાવ્યમાંથી તમને જાણવા મળે છે ?

૩. ગોપી અને છેલ્લી પંક્તિમાં કવિએ યોજેલા શબ્દાલંકારને તપાસો અને તેમાં ઊંડા ભાવોનું કેવું નિરૂપણ છે તે અનુભવો.

૪. કાવ્યમાં વડની સરખામણી જ્ઞાની પુરુષ સાથે શા માટે કરી હશે ?

૫. જીવનમાં ઉપયોગી થાય તેવા કયા ગુણો આ કાવ્યમાંથી તમને જાણવા મળે છે ?

૬. છેલ્લી છ પંક્તિઓ વિગતે સમજાવો.

૭. મકાનની દીવાલમાં ઊગતા વડ માટે તમે શું કહેશો ?

૮. વડ માટે વપરાતા અન્ય શબ્દો વટવૃક્ષ, ન્યગ્રોધ, બરગદ અને Banyan Treeના અર્થોનો ખ્યાલ મેળવો.

પ્રવૃત્તિ : (૧) સૉનેટના પરિચય વિદ્યાર્થીઓએ મેળવવો.
(૨) સ્રગ્ધરા છંદનું બંધારણ અને વિશિષ્ટતા શિક્ષકની મદદથી સમજવાં.

■

# બાલમુકુન્દ મણિશંકર દવે

[ ઈ. સ. ૧૯૧૬ ]

**વતન :** મસ્તુપુરા, જિ. ધોળકા.

**કૃતિઓ :** પરિક્રમા, સોનચંપો વગેરે.

૧

## જૂનું ઘર ખાલી કરતાં

કવિઓ મોટા બનાવોને જ અંકિત કરે છે તેવું નથી. નાના લાગતા બનાવોને પણ ભૂંસ્યા ન ભૂંસાય તેવી રીતે અંકિત કરી દે છે. ઘર બદલવાનું છે એટલે ફંફોસી ફંફોસીને બધું લારીમાં મૂકવામાં આવે છે. જૂનું ઝાડુ, ટૂથબ્રશ, અરે! બોખી શીશી કશુંય બાકી નથી રાખ્યું. છેવટે બહાર લટકતું નામનું પાટિયું પણ ઉઠાવી લેવાય છે અને હવે કશું લેવાનું બાકી રહે છે કે કેમ તે જોવા, જે ઘરમાં દસકો ગાળ્યો હતો તે તરફ નજર મંડાય છે. અને ત્યારે દેવના પરમવર શો પુત્ર જ્યાં પાસ્યા અને જ્યાંથી તેને અગ્નિને સોંપવો પડ્યો હતો તેનું ઓચિંતાનું સ્મરણ થઈ આવે છે. અને પુત્ર જાણે બોલી ઊઠતો સંભળાય છે:

'બા-બાપુ! ના કશુંય ભૂલિયાં, એક ભૂલ્યાં મને કે!'

ઘર છોડવા ઉપાડેલા પગ પર ત્યારે મણિકાનો ભાર આવી પડ્યો હોય તેમ તે ભારે થઈ જાય છે-ઊપડી શકતા નથી.

## જૂનું ઘર ખાલી કરતાં

ફંફોસ્યું સૌ ફરી ફરી અને હાથ લાગ્યુંય ખાસ્સું
જૂનું ઝાડુ, ટૂથબ્રશ, વળી લક્સ સાબુની ગોટી,
બોખી શીશી, ટિનનું ડબલું, બાલદી ફૂખ કાણી,
તૂટયાં ચશ્માં, ક્લિપ, બટન ને ટાંકણી સોય-દોરા,
લીધું દ્વારે નિત લટકતું નામનું પાટિયું, જે
મૂકી ઊંધું સુપરત કરી, લારી કીધી વિદાય.

ઊભાં છેલ્લી નજર ભરીને જોઈ લેવા જ ભૂમિ,
જ્યાં વિતાવ્યો પ્રથમ દસકો મુગ્ધ દામ્પત્ય કેરો;

તીરે ઊગે તળાવે પસરી નિજ ઘટા ઘેર ગંભીર નમ્ર,
રોપી વજ્રે ઘડેલું અડગ થડ ધરામાં ખૂંચી મૂળ ઊંડાં,
વાધે ઊંચો જરી, કે અધિક થવું ઊંચા એ ન આદર્શ એને.
પોષ્યો જે ભૂમિમાતે નિજ હૃદય તણાં દૂધ મીઠાં પિવાડી
એને જે ભેટવાને ઢળી પડી વડવૈ, ફેલવાં, ને, ન ભૂલે
ડાળો, ટેટાં, સુપર્ણો હસમુખ ગગને જે કૃપાવારિ વર્ષે.
પાયો ઊંડે જમાવી વધી વધી લળતા, ને વડેરા જણાવા
રાખે હૈયે સ્પૃહા ના અમર, પુરુષ એવા અહીં કોક, જેનો
સૌજન્યે ધીર આત્મા ન લવ પણ કદી ઈશ એહસાન ભૂલે
તોયે અસ્તિત્વ આખું જહીં થકી ઉપન્યા, તે પ્રતિ જે ઝૂકી રહે
છાંયો ઢાળી, નિહાળી અવરજવર સૌ જીવની રાચી રહેતા,
ઝંઝા ઝઝે, ન ધ્રૂજે, ખખડધજ વડો એ કદી પુણ્યપર્ણો.

['ગંગોત્રી'માંથી]

### શબ્દો

**શિખા** – ચોટી. **તીરે** – કિનારે. **ખૂંચી** – પહોંચાડી, ખૂંતાડી. **વાધવું** – વધવું. **ફેલવાં** – ફેલાવવાં. **વારિ** – પાણી. **લળતા** – નમતા. **સ્પૃહા** – ઇચ્છા. **સૌજન્ય** – સુજનતા. **ઉપન્યા** – ઊપજ્યા. **રાચી** – ખુશ થઈ. **ઝંઝા** – ઝંઝાવાત, તોફાન. **ખખડધજ** – (ખાસ કરીને વૃદ્ધ છતાં) મજબૂત બાંધાનું. (૨) દમામદાર; ભવ્ય.

### – સ્વાધ્યાય –

૧. વડ ઊંચી ટેકરી પર ઊગવાને બદલે ગામને ગોંદરે કે તળાવને કિનારે રહેવાનું શા માટે પસંદ કરે છે?

૨. જીવનમાં ઉપયોગી થાય તેવા કયા ગુણો આ કાવ્યમાંથી તમને જાણવા મળે છે?

૩. પહેલી અને છેલ્લી પંક્તિમાં કવિએ યોજેલા શબ્દાલંકારને તપાસો અને તેમાં રહેલા ભાવોનું કેવું નિરૂપણ છે તે અનુભવો.

૪. કાવ્યમાં વડની સરખામણી જ્ઞાની પુરુષ સાથે શા માટે કરી હશે?

૫. જીવનમાં ઉપયોગી થાય તેવા કયા ગુણો આ કાવ્યમાંથી તમને જાણવા મળે છે?

૬. છેલ્લી ૭ પંક્તિઓ વિગતે સમજાવો.

૭. મહેલની દીવાલમાં ઊગતા વડ માટે તમે શું કહેશો?

૮. વડ માટે વપરાતા અન્ય શબ્દો વટવૃક્ષ, ન્યગ્રોધ, વરગદ અને Banian Treeના અર્થોનો ખ્યાલ મેળવો.

પ્રવૃત્તિ : (૧) સૉનેટનો પરિચય વિદ્યાર્થીઓએ મેળવવો.
(૨) સ્રગ્ધરા છંદનું બંધારણ અને વિશિષ્ટતા શિક્ષકની મદદથી સમજવાં.

■

## ૨

## પરકમ્માવાસી

હિન્દુ સંસ્કૃતિની કેટલીક વિશિષ્ટતાઓમાં પુનર્જન્મ અને સ્વર્ગની કલ્પના નવાં નથી. કોઈ પણ હિન્દુ, આવતો જન્મ સારો મળે એ માટે આ જીવનમાં જ તેની તૈયારી કરે છે. દાન-પુણ્ય, ત્યાગ-તિતીક્ષા અને ધર્મ-ધ્યાન જેવા કઠિન કાર્યક્રમોને જીવનમાં સ્થાન આપી તે મુજબ વર્તવા પ્રયત્ન કરે છે. અને એ રીતે સતકર્મોનો સરવાળો થતાં સ્વર્ગ કે વૈકુંઠમાં વાસ મળશે, તેમને જન્મ-મરણના ચોરાસી લાખ ફેરામાંથી છૂટીને મોક્ષપ્રાપ્તિ થશે, એવી ઇચ્છા સૌ કોઈને હોય છે. પણ, એ રીતે જીવનને ગોઠવવામાં બહુ થોડાં સફળ થાય છે; બાકીના પોતાનાં કર્મોનો બોજો ઉપાડી પૃથ્વી પરથી વિદાય લે છે. મૃત્યુ પછી શું ? એ પ્રશ્ન આજ સુધી અણઉકલ્યો રહ્યો છે. છતાં સૌ સ્વર્ગની અપેક્ષામાં રહે છે અને વાસ્તવિક જીવન તરફ ઉપેક્ષા સેવે છે.

આ કાવ્યના કવિ ઉપર્યુક્ત વિચારને કંઈક જુદા જ સ્વરૂપે રજૂ કરે છે. લખચોરાશીની પરકમ્મા પૂરી કરવાની છે, પણ અમને પ્રીત તો પૃથ્વી પરના જીવનમાં જ છે. પૃથ્વી પરના જીવનમાં જે પ્રેમ નામનું એક તત્ત્વ રહેલું છે તે, અમને, બધામાં એકનું જ દર્શન કરાવે છે. તેથી પ્રત્યેક જીવમાં રામનું દર્શન થાય છે અને પ્રત્યેક મનુષ્ય અમારે મન અમારાં પવિત્ર કાશી-મથુરા બની રહે છે.

પૃથ્વી પર ભલે ભાતભાતનાં લોકોનો સંપર્ક થતો હોય પણ બધાં જોડે અમારો વ્યવહાર તો એકસરખો જ હશે. સંત મળશે તો ભેટશું, શઠ મળશે તો અમારું બધું આપી દઈશું. પણ તેથી અમને અફસોસ કે ઓરતો નહીં થાય, ઊલટું અમને એમ થશે કે, ચાલો, ભાર હળવો થયો, ખાલી ખભે લાંબી ખેપ ખેડી શકીશું. અમને લૂંટાવામાં પણ લાભ દેખાશે.

આવા પ્રવાસીને વિમાનમાં બેસી વૈકુંઠ જવાના કોડ ક્યાંથી હોય ! એ તો જનમોજનમની ખેપ હસતાં હસતાં પગે ચાલીને જ કરવાનું ઇચ્છે છે. એને એક જગ્યાએ સ્થિર બેસી રહેવામાં પણ મઝા પડતી નથી. એ જીવ તો વિવિધ પ્રકારના રસના ને રઝળપાટના અનુભવ મેળવવાનો પ્યાસી છે. એને ધરતીનો કણેકણ તીર્થભૂમિ લાગે છે.

આવી નિર્મળ અને નિષ્કલંક દૃષ્ટિવાળો જે હોય તેને જ સૌમાં રામ રમતો લાગે ને ! તેને જ વૈકુંઠ કરતાં વૃંદાવન વધારે ગમે ને ! આવા પ્રેમભક્તિભીના પુરુષો જ ધરતીના કણેકણમાં તીરથ જોઈ શકે છે.

આમ કવિએ માનવજીવનનું ગૌરવ અને તેના ધરતી જોડેના અલૌકિક આનંદનું ગાન અહીં ગાયું છે. આવું ગાન ઘણા સંતો, ભક્તો કે કવિવરોએ ગાયું.

જ્યાં દેવોના પરમવરશો પુત્ર પામ્યાં પનોતો,
ને જ્યાંથી રે! કઠણ હૃદયે અગ્નિને અંક સોંપ્યો
કોલેથી જે નીકળી સહસા ઊઠતો બોલી જાણે;
બા–બાપુ! ના કશુંય ભૂલિયાં એક ભૂલ્યાં મને કે?

ખૂંચી તીણી સજલ દગમાં કાચ કેરી કણિકા!
ઉપાડેલાં ડગ ઉપર શા લોહ કેરા મણિકા!

['પરિક્રમા'માંથી]

## શબ્દો

**ફંફોસ્યું** – શોધ્યું, જોયું. **ખાસ્સું** – સારું એવું, બધું જ. **નિત** – નિત્ય, હમેશાં. **સુપરત કરી** – સોંપી દઈને. **વિતાવ્યો** – પસાર કર્યો. **મુગ્ધ** – ભોળું, ભોળો. **દામ્પત્ય** – પતિપત્નીનું સહજીવન. **પનોતો** – લાડકો. **અંક** – ખોળો. **કોલેથી** – ઘરના ખૂણામાંથી. **સહસા** – એકાએક.

## – સ્વાધ્યાય –

૧. ફંફોસતાં હાથ લાગેલી વસ્તુઓ ખાસ્સી છે એમ કવિ શાથી કહે છે?

૨. ફંફોસતાં મળેલી વસ્તુઓનું મહત્ત્વ શું છે?

૩. પોતાના નામનું પાટિયું ઊંધું શા માટે મૂક્યું હશે?

૪. કવિ તથા ગૃહિણી છેલ્લી નજર ભરતાં ઊભાં છે એ વખતે તેમને કેવા વિચારો જન્મે છે?

૫. 'કોલેથી જે નીકળી સહસા ઊઠતો બોલી જાણે; બા–બાપુ! ના કશુંય ભૂલિયાં એક ભૂલ્યાં મને કે?' સંદર્ભ સહિત સમજાવો.

૬. 'લોહ કેરા મણિકા' પગ પર શાથી જડાય છે?

૭. નીચેના અલંકારો ઓળખાવો:
(૧) જેમાં છેલ્લી નજર ભરીને જોઈ લેવા જ ભૂમિ. (૨) જ્યાં દેવોના પરમવરશો પુત્ર પામ્યાં પનોતો. (૩) સહસા ઊઠતો બોલી જાણે. (૪) ખૂંચી તીણી સજલ દગમાં કાચ કેરી કણિકા! (૫) ઉપાડેલાં ડગ ઉપર શા લોહ કેરા મણિકા!

૮. કાવ્યની અંતિમ બે પંક્તિમાં વણાયેલી વેદનાને તમારી ભાષામાં વ્યક્ત કરો.

## ૨

# પરકમ્માવાસી

હિન્દુ સંસ્કૃતિની કેટલીક વિશિષ્ટતાઓમાં પુનર્જન્મ અને સ્વર્ગની કલ્પના નવાં નથી. કોઈ પણ હિન્દુ, આવતો જન્મ સારો મળે એ માટે આ જીવનમાં જ તેની તૈયારી કરે છે. દાન–પુણ્ય, ત્યાગ–તિતીક્ષા અને ધર્મ–ધ્યાન જેવા કઠિન કાર્યક્રમોને જીવનમાં સ્થાન આપી તે મુજબ વર્તવા પ્રયત્ન કરે છે. અને એ રીતે સત્કર્મોનો સરવાળો થતાં સ્વર્ગ કે વૈકુંઠમાં વાસ મળશે, તેમને જન્મ–મરણના ચોરાસી લાખ ફેરામાંથી છૂટીને મોક્ષપ્રાપ્તિ થશે, એવી ઇચ્છા સૌ કોઈને હોય છે. પણ, એ રીતે જીવનને ગોઠવવામાં બહુ થોડાં સફળ થાય છે; બાકીના પોતાનાં કર્મોનો બોજો ઉપાડી પૃથ્વી પરથી વિદાય લે છે. મૃત્યુ પછી શું? એ પ્રશ્ન આજ સુધી અણઉકલ્યો રહ્યો છે. છતાં સૌ સ્વર્ગની અપેક્ષામાં રહે છે અને વાસ્તવિક જીવન તરફ ઉપેક્ષા સેવે છે.

આ કાવ્યના કવિ ઉપર્યુક્ત વિચારને કંઈક જુદા જ સ્વરૂપે રજૂ કરે છે. લખચોરાશીની પરકમ્મા પૂરી કરવાની છે, પણ અમને પ્રીત તો પૃથ્વી પરના જીવનમાં જ છે. પૃથ્વી પરના જીવનમાં જે પ્રેમ નામનું એક તત્ત્વ રહેલું છે તે, અમને, બધામાં એકનું જ દર્શન કરાવે છે. તેથી પ્રત્યેક જીવમાં રામનું દર્શન થાય છે અને પ્રત્યેક મનુષ્ય અમારે મન અમારાં પવિત્ર કાશી–મથુરા બની રહે છે.

પૃથ્વી પર ભલે ભાતભાતનાં લોકોનો સંપર્ક થતો હોય પણ બધાં જોડે અમારો વ્યવહાર તો એકસરખો જ હશે. સંત મળશે તો ભેટશું, શઠ મળશે તો અમારું બધું આપી દઈશું. પણ તેથી અમને અફસોસ કે ઓરતો નહીં થાય, ઊલટું અમને એમ થશે કે, ચાલો, ભાર હળવો થયો, ખાલી ખભે લાંબી ખેપ ખેડી શકીશું. અમને લૂંટાવામાં પણ લાભ દેખાશે.

આવા પ્રવાસીને વિમાનમાં બેસી વૈકુંઠ જવાના કોડ ક્યાંથી હોય! એ તો જનમોજનમની ખેપ હસતાં હસતાં પગે ચાલીને જ કરવાનું ઇચ્છે છે. એને એક જગ્યાએ સ્થિર બેસી રહેવામાં પણ મજા પડતી નથી. એ જીવ તો વિવિધ પ્રકારના રસ્તા ને રસ્તાના અનુભવ મેળવવાનો પ્યાસી છે. એને ધરતીનો કણેકણ તીર્થભૂમિ લાગે છે.

આવી નિર્મળ અને નિષ્કલંક દૃષ્ટિવાળો જે હોય તેને જ સૌમાં રામ રમતો લાગે ને! તેને જ વૈકુંઠ કરતાં વૃંદાવન વધારે ગમે ને! આવા પ્રેમભક્તિલીના પુરુષો જ ધરતીના કણકણમાં તીરથ જોઈ શકે છે.

આમ કવિએ માનવજીવનનું ગૌરવ અને તેના ધરતી જોડેના અલૌકિક આનંદનું ગાન અહીં ગાયું છે. આવું ગાન ઘણા સંતો, ભક્તો કે કવિવરોએ ગાયું

છે. નરસિંહ મહેતાએ ગાયું કે "હરિના જન તો મુક્તિ ન માગે, માગે જનમોજનમ અવતાર રે" તો કવિવર ટાગોરે 'સ્વર્ગેથી વિદાય'માં ધરતી પરના પ્રેમતત્ત્વને મન ભરી ગાયું. આજે એ રીતે આપણી હિન્દુ દૃષ્ટિમાં પણ ક્રાંતિ કરવાની જરૂર છે કે સ્વર્ગ કે વૈકુંઠ ઉપર છે કે નહીં તેની જાણ નથી, પણ આજે એટલી જાણ છે કે સ્વર્ગ અને વૈકુંઠની અપેક્ષાઓ પૃથ્વી પર જ પૂરી કરી શકાય છે. તે માટે જરૂર છે પૃથ્વી પરના જ જીવનને સમૃદ્ધ અને સંસ્કારી બનાવવાની.

## પરકમ્માવાસી

આવી ચડયાં અમે દૂરનાં વાસી,
પ્રથમીની અમે પ્રીતનાં પ્યાસી;
મનખે મનખે ધામ ધણીનું–
એ જ મથુરાં ને એ જ રે કાશી;
ભોમકાનાં ભમનાર પ્રવાસી.

સંત મળ્યા તેને સાંઈડું લીધું,
ને શઠ મળ્યા તેને ગઠડી દીધી;
અમે લૂંટાવીને લાભિયાં ઝાઝું !
ખાલી ખભે ખેપ ખેડશું ખાસી;
ભોમકાનાં ભમનાર પ્રવાસી.

વેમાનની અમે વાટ ના જોતાં,
વૈકુંઠને કાજ આંસુ ના ખોતાં;
પેદલ ચાલતાં ચાલતાં મા'લતાં,
ભમવા નીસર્યાં લખચોરાશી.
ભોમકાનાં ભમનાર પ્રવાસી.

થિર મુકામમાં જંપ વળે ના,
વાટ ને ઘાટના જીવ આ પ્યાસી;
ધરતીના કણકણમાં તીરથ—
એનાં અમે પરમકમ્માવાસી.
ભોમકાનાં ભમનાર પ્રવાસી.

['પરિક્રમા'માંથી]

## શબ્દો

**પરકમ્મા** – પ્રદક્ષિણા, વસ્તુની ચારે તરફ ફરવું. **પ્યાસી** – તરસ્યા. **મનખ** – મનુષ્ય. **સાંઈડું** – ભેટવું. **ગઠડી** – પોટલી (માલમિલકત). **ખેપ** – મુસાફરી, સફર. **ખાસી** – લાંબી. **વૈકુંઠ** – ભગવાન વિષ્ણુ જ્યાં રહે છે તે સ્થળ. **થિર** – સ્થિર. **જંપ** – શાંતિ. **વાટ** – રસ્તો. **ઘાટ** – બાંધેલો આરો.

## - સ્વાધ્યાય -

૧. કાવ્યમાં વપરાયેલો ‘અમે’ શબ્દ કોનું સૂચન કરે છે?

૨. ‘મનખે મનખે ધામ ધણીનું’ એ વાત સાથે તમે સંમત થાઓ છો ખરા? શા માટે?

૩. ત્રીજી કડીના ભાવને તમારી ભાષામાં મૂકો.

૪. કવિએ પહેલી કડીમાં ‘મનખે મનખે ધામ ધણીનું’ એમ કહ્યું અને છેલ્લી કડીમાં ‘ધરતીના કણકણમાં તીરથ’ આમ કહ્યું, આ બંને વાત જુદી નથી લાગતી? કારણો સાથે સ્પષ્ટ કરો.

૫. ‘કવિએ માનવજીવનના ગૌરવનું ગાન ગાયું છે.’ – કાવ્યના આધારે સ્પષ્ટ કરો.

૬. ‘સ્વર્ગની ઇચ્છા રાખનારે જીવનમાં કેવા પ્રકારની ક્રાન્તિ લાવવાની જરૂર છે?’ કાવ્યના મધ્યવર્તી વિચારના આધારે સમજાવો.

**પ્રવૃત્તિ :** (૧) આ જ કવિનું ‘પરિક્રમા’માંનું ‘આપણે પ્રવાસી પારાવારના’ કાવ્ય આ સાથે વિદ્યાર્થીઓ આગળ વાંચવા જેવું છે.

(૨) નરસિંહ મહેતાનું ‘હરિના જન’ અને કવિવર ટાગોરનું ‘સ્વર્ગેથી વિદાય’ કાવ્ય વાંચો.

■

# અખો

## [ ઈ. સ. ૧૫૯૧ થી ૧૬૫૬ ]

**વતન** : અમદાવાદ.

**કૃતિઓ** : છપ્પા, પંચીકરણ, અનુભવબિન્દુ, અખેગીતા, ગુરુશિષ્યસંવાદ, સંતપ્રિયા, બ્રહ્મલીલા, કૃષ્ણ-ઉદ્ધવ-સંવાદ, પદો, વગેરે.

## અખાના છપ્પા

અખો પોતાને કવિ નહીં પણ વેદાંતી ભક્ત કહેવડાવે છે. વેવલી ભક્તિ, અર્થહીન પાંડિત્ય, ડોળી સાધુઓ અને લોભિયા ગુરુઓની એણે જેટલી ટીકા કરી છે એટલી ધર્મમાં ન માનવાવાળા કોઈ નાસ્તિક કવિએ પણ કરી નથી. પોતાના જમાનાની ધાર્મિક પરંપરાનું અખાએ ઝીણવટભર્યું અને ઊંડું નિરીક્ષણ કર્યું છે. વેદાંતની સમજ તો તેને હસ્તામલક છે. આથી તેનાં કાવ્યોમાં જ્ઞાન અને કવિતાનું જેવું સરસ મિલન થયું છે તેવું ગુજરાતી કાવ્યસરિતામાં બીજે જોવા મળતું નથી.

છપ્પા અખાનું લોકલાડીલું સર્જન છે. એમાં જણાતી સચોટતા, માર્મિકતા, કટાક્ષ અને બળ છપ્પાના લાઘવયુક્ત બંધારણને આભારી છે. ઉપરાંત તે શિષ્ટ અને લોકબોલીના શબ્દો યોજી અંત્યાનુપ્રાસ, ઉપમા, દૃષ્ટાંત અને રૂપક અલંકારો દ્વારા પોતાના જ્ઞાનાનુભવને સુગમ બનાવે છે. એ દૃષ્ટિએ એના છપ્પાનો અભ્યાસ કરવા જેવો છે.

## અખાના છપ્પા

તિલક કરતાં ત્રેપન થયાં, જપમાળાનાં નાકાં ગયાં,
તીરથ ફરી ફરી થાકયા ચરણ, તોય ન પહોતો હરિને શરણ.
કથા સુણી સુણી ફૂટયા કાન, અખા તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન.

એક મૂરખને એવી ટેવ, પથ્થર એટલા પૂજે દેવ,
પાણી દેખી કરે સનાન, તુલસી દેખી તોડે પાન.
એ અખા વહુ ઉતપાત, ઘણા પરમેશ્વર એ કયાંની વાત ?

જોજો રે મોટાના બોલ, ઊજડ ખેડે બાજ્યું ઢોલ,
અંધ અંધ અંધારે મળ્યા, જયમ તલમાં કોદરા ભળ્યા;
ન થાયે ઘેંસ કે ન થાય ધાણી, કહે અખો એ વાત અમે જાણી.

આંધળો સસરો ને સરંગટ વહુ, એમ કથા સાંભળવા ચાલ્યું સહુ,
કહ્યું કાંઈને સમજ્યું કશું, આંખનું કાજળ ગાલે ઘસ્યું.
ઊંડો કૂવો ને ફાટી બોક, શીખ્યું સાંભળ્યું સર્વે ફોક.

સસાશીંગનું વહાણ જ કર્યું, મૃગતૃષ્ણામાં જઈને તર્યું;
વંધ્યાસુત બે વાંણે ચઢયા, ખ-પુષ્પ વસાણાં ભર્યાં,
જેવી શેખચલીની ચાલી કથા, અખા હમણાં ને આગળ એવા હતા.

જ્યાં જોઈએ ત્યાં કૂડેકૂડ; સામાસામી બેઠા ધૂડ,
કો આવી વાત સૂર્યની કરે, તે આગળ લેઈ ચાંચ જ ધરે,
અમારે હજાર વર્ષ અંધારે ગયાં, તમે આવા ડાહ્યા કયાંથી થયા?
અખા મોટાની તો એવી જાણ, મૂકી હીરો ઉપાડે પહાણ.

['અખાના છપ્પા'માંથી]

## શબ્દો

**ખેડે**-ગામ. **સરંગટ**-ઘૂમટો તાણેલી. **બોક**-બોખ, પાણી ભરવાની ચામડાની ડોલ. **સસાશીંગ**-સસલાનું શીંગ, જે અશકય છે. **વંધ્યાસુત**-વાંઝણીનો પુત્ર, જે અશકય છે. **ખ-પુષ્પ**-આકાશનું ફૂલ, જે અશકય છે. **કૂડ**-છળકપટ. **ધૂડ**-ઘુવડ.

## -સ્વાધ્યાય-

૧. દરેક છપ્પાના વિચારને તમારી ભાષામાં સ્પષ્ટ રીતે રજૂ કરો.

૨. છપ્પા વાંચીને તમારા મન ઉપર પડેલી અખા વિશેની છાપ જણાવો.

૩. છપ્પાની વિશેષતા શી છે?

**પ્રવૃત્તિ** : (૧) અખાના વધુ છપ્પા વાંચવા.
(૨) શામળના છપ્પા પણ વાંચવા અને આ બંને કવિઓની કાવ્ય-શક્તિની ચર્ચા કરવી.

# અખો

## [ ઈ. સ. ૧૫૯૧ થી ૧૬૫૬ ]

**વતન** : અમદાવાદ.

**કૃતિઓ** : છપ્પા, પંચીકરણ, અનુભવબિન્દુ, અખેગીતા, ગુરુશિષ્યસંવાદ, સંતપ્રિયા, બ્રહ્મલીલા, કૃષ્ણ-ઉદ્ધવ-સંવાદ, પદો, વગેરે.

## અખાના છપ્પા

અખો પોતાને કવિ નહીં પણ વેદાંતી ભક્ત કહેવડાવે છે. કેવલી ભક્તિ, અર્થહીન પાંડિત્ય, ઢોંગી સાધુઓ અને લોભિયા ગુરુઓની એણે જેટલી ટીકા કરી છે એટલી ધર્મમાં ન માનવાવાળા કોઈ નાસ્તિક કવિએ પણ કરી નથી. પોતાના જમાનાની ધાર્મિક પરંપરાનું અખાએ ઝીણવટભર્યું અને ઊંડું નિરીક્ષણ કર્યું છે. વેદાંતની સમજ તો તેને હસ્તામલક છે. આથી તેનાં કાવ્યોમાં જ્ઞાન અને કવિતાનું જેવું સરસ મિલન થયું છે તેવું ગુજરાતી કાવ્યસરિતામાં બીજે જોવા મળતું નથી.

છપ્પા અખાનું લોકલાડીલું સર્જન છે. એમાં જણાતી સચોટતા, માર્મિકતા, કટાક્ષ અને બળ છપ્પાના લાઘવયુક્ત બંધારણને આભારી છે. ઉપરાંત તે શિષ્ટ અને લોકબોલીના શબ્દો યોજી અંત્યાનુપ્રાસ, ઉપમા, દૃષ્ટાંત અને રૂપક અલંકારો દ્વારા પોતાના જ્ઞાનાનુભવને સુગમ બનાવે છે. એ દૃષ્ટિએ એના છપ્પાનો અભ્યાસ કરવા જેવો છે.

## અખાના છપ્પા

તિલક કરતાં ત્રેપન થયાં, જપમાળાનાં નાકાં ગયાં,
તીરથ ફરી ફરી થાકયા ચરણ, તોય ન પહોતો હરિને શરણ.
કથા સુણી સુણી ફૂટયા કાન, અખા તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન.

એક મૂરખને એવી ટેવ, પથ્થર એટલા પૂજે દેવ,
પાણી દેખી કરે સનાન, તુલસી દેખી તોડે પાન.
એ અખા વડું ઉતપાત, ઘણા પરમેશ્વર એ કયાંની વાત ?

જોજો રે મોટાના બોલ, ઊજડ ખેડે બાજ્યું ઢોલ,
અંધ અંધ અંધારે મળ્યા, જયમ તલમાં કોદરા ભળ્યા;
ન થાય ઘેંસ કે ન થાય ઘાણી, કહે અખો એ વાત અમે જાણી.

આંધળો સસરો ને સરંગટ વહુ, એમ કથા સાંભળવા ચાલ્યું સહુ,
કહ્યું કાંઈને સમજ્યું કશું, આંખનું કાજળ ગાલે ઘસ્યું.
ઊંડો કૂવો ને ફાટી બોક, શીખ્યું સાંભળ્યું સર્વે ફોક.

સસાશીંગનું વહાણ જ કર્યું, મૃગતૃષ્ણામાં જઈને તર્યું;
વંધ્યાસુત બે વા'ણે ચઢયા, ખ-પુષ્પ વસાણાં ભર્યાં,
જેવી શેખચલીની ચાલી કથા, અખા હમણાં ને આગળ એવા હતા.

જ્યાં જોઈએ ત્યાં કૂડેકૂડ; સામાસામી બેઠા ઘૂડ,
કો આવી વાત સૂર્યની કરે, તે આગળ લેઈ ચાંચ જ ધરે,
અમારે હજાર વર્ષ અંધારે ગયાં, તમે આવા ડાહ્યા કયાંથી થયા?
અખા મોટાની તો એવી જાણ, મૂકી હીરો ઉપાડે પહાણ.

['અખાના છપ્પા'માંથી]

## શબ્દો

**ખેડે** – ગામ. **સરંગટ** – ઘૂમટો તાણેલી. **બોક** – બોખ, પાણી ભરવાની ચામડાની ડોલ. **સસાશીંગ** – સસલાનું શીંગ, જે અશકય છે. **વંધ્યાસુત** – વાંઝણીનો પુત્ર, જે અશકય છે. **ખ-પુષ્પ** – આકાશનું ફૂલ, જે અશકય છે. **કૂડ** – છળકપટ. **ઘૂડ** – ઘુવડ.

## - સ્વાધ્યાય -

૧. દરેક છપ્પાના વિચારને તમારી ભાષામાં સ્પષ્ટ રીતે રજૂ કરો.

૨. છપ્પા વાંચીને તમારા મન ઉપર પડેલી અખા વિશેની છાપ જણાવો.

૩. છપ્પાની વિશેષતા શી છે?

**પ્રવૃત્તિ** : (૧) અખાના વધુ છપ્પા વાંચવા.
(૨) શામળના છપ્પા પણ વાંચવા અને આ બંને કવિઓની કાવ્યશક્તિની ચર્ચા કરવી.

# નરસિંહ મહેતા

## [ આશરે ઈ. સ. ૧૪૧૫ થી ૧૪૮૦ ]

**વતન** : જૂનાગઢ (સૌરાષ્ટ્ર)

**કૃતિઓ** : સુદામાચરિત્ર, શામળશાનો વિવાહ, મામેરું, હારમાળા, છૂટક પદો વગેરે.

## ભૂતળ ભક્તિ પદારથ મોટું

અહીં રજૂ થયેલા આ કાવ્યમાં-ભજનમાં ભક્તિનો મહિમા ગવાયો છે. ભક્તિ દ્વારા મનુષ્ય માધવને મેળવે છે. ભક્તિના નવ પ્રકાર છે: શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન. નરસિંહની ભક્તિ 'પ્રેમલક્ષણા' છે. પ્રેમલક્ષણા એ ભક્તિનો દસમો પ્રકાર છે. ભક્તિના કોઈ પણ પ્રકાર મારફત ઈશ્વરાનુભવ થઈ શકે છે. ધર્મના ગ્રંથોમાં અવિનાશીને ઓળખવાના-પામવાના-સમજવાના રસ્તા છે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, પરંતુ આ બધામાં પ્રથમ સોપાન તે ભક્તિ.

ભગવાનના સાન્નિધ્યમાં રહી કીર્તન કરવું એથી ચડિયાતું કવિને મન કંઈ નથી. કવિને મન 'ભક્તિ' આ લોકનું પરમધન છે, વાપરતાંય ન ખૂટે એવું. એટલે જ તો તેઓ કહે છે:

હરિના જન તો મુક્તિ ન માગે, માગે જન્મોજન્મ અવતાર રે;
નિત સેવા નિત કીર્તન-ઓચ્છવ, નીરખવા નંદકુમાર રે...

બીજા જ્યારે મુક્તિ માટે ઝંખે છે ત્યારે ભક્તકવિ ભક્તિ માટે તલસે છે. કવિને મન ભક્તિનો મહિમા અપાર છે. એની કિંમત શબ્દોમાં થઈ શકે નહીં અને તેથી ભક્તિ તરફનો અહોભાવ પ્રગટ કરતાં નરસૈંયો કહે છે:

ભરતખંડ-ભૂતળમાં જન્મી જેણે ગોવિંદના ગુણ ગાયા રે,
ધન ધન રે એનાં માતપિતાને, સફળ કરી એણે કાયા રે...

ભક્તિ અર્થે કવિ ઇચ્છે છે જનમોજનમ અવતાર. પરંતુ આ અવતાર ઈશ્વરના સાન્નિધ્યથી સભર હોવો જોઈએ. ભગવાન સ્વયં સાકાર સ્વરૂપે વિદ્યમાન હોય-વિહરતા હોય, ત્યારે ભગવાનને સાકાર અને સગુણ કલ્પી તેમની સેવા કરવી, કીર્તન કરવાં અને તેમની લીલામાં મનથી ભાગ લેવો એ તો અદ્ભુત લહાવો છે. એ રસનો સ્વાદ જેણે ચાખ્યો હોય તે જ તો તેની મીઠાશ માણી શકે ને?

અષ્ટ મહાસિદ્ધિઓ (અણિમા, મહિમા, ગરિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિત્વ અને વશિત્વ) મનની શક્તિનો વૈભવ છે. હરિની સાથે હરવા-ફરવાનું જેમને પ્રાપ્ત થયું છે તેમને સિદ્ધિનો શો મોહ? મુક્તિની કિંમત પણ કેટલી? મુક્તિ કે સિદ્ધિ એ તો આંગણાની દાસીઓ છે. રાજા સાથે જેને સંબંધ હોય તેને સિપાહી પણ અનુકૂળ થઈ જ જાય છે.

જન્મવૈરાગી શુકદેવજી, અવધૂત-યોગી શંકર અને વ્રજની ગોપીઓ સૌ ભક્તિરસને લૂંટે છે, એમ નરસૈંયો ભોગી કહે છે. અહીં 'ભોગી'નો અર્થ 'ભોક્તા' કરી શકાય. અહીં એ અર્થ વધુ દ્યોતક છે. વૈભવને ભોગવનારો 'ભોગી' એ અર્થ નહીં જ.

# ભૂતળ ભક્તિ પદારથ મોટું

ભૂતળ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મલોકમાં નાહીં રે;
પુણ્ય કરી અમરાપુરી પામ્યા, અંતે ચોરાસી માંહી રે....ભૂતળ૦

હરિના જન તો મુક્તિ ન માગે, જન્મોજન્મ અવતાર રે;
નિત્ય સેવા નિત્ય કીર્તન–ઓચ્છવ, નીરખવા નંદકુમાર રે....ભૂતળ૦

ભરતખંડ ભૂતળમાં જનમી, જેણે ગોવિંદના ગુણ ગાયા રે;
ધનધન રે એનાં માતપિતાને, સફળ કરી એણે કાયા રે....ભૂતળ૦

ધન વૃંદાવન ધન એ લીલા, ધન એ વ્રજનાં વાસી રે;
અષ્ટમહાસિદ્ધિ આંગણિયે રે ઊભી, મુક્તિ છે એમની દાસી રે....ભૂતળ૦

એ રસનો સ્વાદ શંકર જાણે કે જાણે શુક યોગી રે;
કાંઈ એક જાણે વ્રજની રે ગોપી, ભણે નરસૈંયો ભોગી રે....ભૂતળ૦

[ 'બૃહદ્કાવ્યદોહન'માંથી ]

### શબ્દો

**ભૂતળ** – પૃથ્વીલોકમાં. **બ્રહ્મલોક** – દેવતાઓ રહે છે તે ભૂમિ. **અમરાપુરી** – સ્વર્ગ. **ચોરાસી** – ભવફેરાનું ચક્ર. **હરિના જન** – ભક્તો. **ઓચ્છવ** – ઉત્સવ. **નીરખવું** – જોવું. **ભરતખંડ** – આપણો ભારત. **વ્રજભૂમિ** – ગોકુળ, વૃંદાવન.

### - સ્વાધ્યાય -

૧. આ કાવ્યમાં ભક્તિનો મહિમા કેવા પ્રકારે ગાયો છે ?
૨. હરિના જન કોને કહેવાય ? કેમ ?
૩. ગોવિંદગુણ ગાનારનાં માતાપિતાને ધનધન કેમ કહ્યાં છે ?
૪. નરસિંહને મન વૃંદાવન અને તેનાં વાસીની કિંમત કેટલી છે ? કેમ ?
૫. 'શંકર અને શુક યોગી ભક્તિને જાણે છે'ની સાથે વ્રજની ગોપીને ભેળવી કવિ શું કહેવા માગે છે ?
૬. 'ભક્તિ એ તો ભવાટવીમાં ભાતું છે.' – એ પર વીસ લીટી લખો.
૭. 'મુક્તિ છે એની દાસી રે'નો મર્મ સ્પષ્ટ રીતે સમજાવો.

**પ્રવૃત્તિ :** (૧) આ કાવ્ય કંઠસ્થ કરવું. વહેલી સવારે મધુર કંઠે ગાવું.
(૨) 'યોગી' દ્વૈતમાંથી અદ્વૈત પ્રતિ જાય છે–જવા ઇચ્છે છે ને મથે છે. 'ભોગી'–ભક્તિનો રસ માણનાર–સમજણપૂર્વક દ્વૈત ઇચ્છે છે. પ્રેમ માટે અભેદમાં પણ ભેદ જરૂરી છે; તે વિના પ્રેમ કોણ કોને કરે ?

सत्यपि भेदापगमे नाथ! तवाहं, न मामकीनस्त्वम् ।

# પ્રીતમદાસ

## [ ઈ. સ. ૧૭૧૫ થી ૧૭૯૯ ]

**કૃતિઓ :** પદો, સરસગીતા, જ્ઞાનકક્કો, અધ્યાત્મરામાયણ, ભગવદ્‌ગીતા, ચેતવણી, કૃષ્ણલીલા વગેરે

## હરિનો મારગ

ગાંધીજીને પ્રિય આ ભજન સત્યાગ્રહની લડતોમાં સત્યાગ્રહીઓના આગમનને આવકારતી વખત ગવાતું. હરિનો મારગ સતનો મારગ છે અને સતનો મારગ તે હરિનો મારગ છે. માથું કુરબાન કર્યા વગર એ માર્ગે જવાતું નથી. એ માથા સાટે માલ મેળવવા જેવો કપરો સોદો છે. કબીરે પણ કહ્યું છે —

'शीश राखे शीश जात है शीश खोये शीश होय।
जैसे वाती दीप की कटी अुजियारी होय॥

પણ પ્રીતમે તો તેથી પણ આગળ કહ્યું : જે પોતાની જાતનો હોમ કરે છે તેને જ મહાસુખનો અનુભવ થાય છે. તે દાઝતો નથી; એને દેખણહારો દાઝે છે.

## હરિનો મારગ

હરિનો મારગ છે શૂરાનો, નહીં કાયરનું કામ જો ને,
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જો ને.

સુત, વિત, દારા, શીશ સમરપે તે પામે રસ પીવા જો ને;
સિન્ધુ મધ્યે મોતી લેવા માંહી પડ્યા મરજીવા જો ને.

મરણ આગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જો ને;
તીરે ઊભા જુએ તમાસા, તે કોડી નવ પામે જો ને.

પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જો ને;
માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જો ને.

માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહીં સહેલ જો ને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જો ને.

રામ અમલમાં રાતામાતા પૂરા પ્રેમી પરખે જો ને;
પ્રીતમના સ્વામીની લીલા તે રજનીદિન નરખે જો ને.

## શબ્દો

**સુત**-પુત્ર. **વિત**-ધન, સંપત્તિ. **દારા**-પત્ની. **સિન્ધુ**-સમુદ્ર. **મરજીવા**-દરિયામાંથી મોતી કાઢનારા, મરણિયા. **આગમે**-આવે ત્યારે ભય મૂકી સામે થાય. **દુગ્ધા**-પીડા, આપદા, જંજાળ. **વામે**-શાંત કરે. **પાવક**-અગ્નિ. **સાંપડવી**-પ્રાપ્ત થવી. **અમલ**-કેફ. **રામ અમલમાં**-રામભક્તિના નશામાં, તાનમાં. **રજની**-રાત. **નરખે**-નીરખે, જુએ.

## -સ્વાધ્યાય-

૧. નામ લેવા માટે 'પ્રથમ પહેલું મસ્તક મેલવાની' શી જરૂર છે?

૨. 'સમર્પણ' દ્વારા રસપ્રાપ્તિ શી રીતે થાય છે?

૩. 'મરજીવા'ઓ શું શું પ્રાપ્ત કરે છે? કયા કારણે?

૪. તમાશો જોનાર કોણ ગણાય? એમની દશા કેવી થાય છે?

૫. મોંઘી વસ્તુ કઈ છે? એ કઈ રીતે પ્રાપ્ત થાય છે?

૬. માથું આપ્યા પછી 'સ્વામીની લીલા' શી રીતે જોવાય? સમજાવો.

૭. સમજાવો : (૧) મરણ આગમે તે ભરે મૂઠી.
(૨) પ્રેમપંથ પાવકની જ્વાળા.

૮. 'રામ અમલમાં રાતામાતા' ભક્ત 'હરિને માર્ગ' ચાલનારા મરજીવા કઈ રીતે ગણાય? કાવ્યના આધારે સમજાવો.

**પ્રવૃત્તિ** : (૧) પ્રભુપ્રેમ અને પ્રભુભક્તિનો ફરક સમજાવો.
(૨) 'રે શિર સાટે નટવરને વરીએ'-બ્રહ્માનંદકૃત ભજન ગાવું.

■

# ધીરો

## [ઈ. સ. ૧૭૫૩ થી ૧૮૨૫]

**વતન :** ગોઠડા (જિ. વડોદરા)

**કૃતિઓ :** સ્વરૂપની કાફીઓ, અવળવાણી, આત્મબોધ, જ્ઞાનકક્કો, યોગમાર્ગ, અશ્વમેધ, પદો, ગરબી, ધોળ.

## તરણા ઓથે ડુંગર

સામાન્ય જન માટે ઈશ્વર ક્યાં છે અને કેવો છે તે કોયડો જ રહ્યો છે. પણ ઈશ્વરને જે પામી શક્યા છે તે તેના ગુણ ગાતાં ધરાતા નથી; એ વાણી તેને માટે અધૂરી છે તેમ કહે છે. આવા શબ્દાતીત ઈશ્વરને ઓળખાવવા જાતજાતનાં રૂપકો દ્વારા સંતો-ભક્તોએ પ્રયત્ન કર્યા છે. આમ તો ઈશ્વર સ્વાનુભવનો વિષય છે. કારણ કે વાણી એને પહોંચી શકતી નથી. વેદો તેને 'नेति नेति'–આ નહીં, આ નહીં, કહીને સમજાવવા મથે છે અને ઈશ્વરને તેને મળતાં આવતાં દૃષ્ટાંતો દ્વારા સમજાવવાનો પ્રયત્ન પણ થયો છે. છતાં દૃષ્ટાંતો તે દૃષ્ટાંતો છે, મૂળ વસ્તુ નથી. ઈશ્વરને સમજવા દૃષ્ટાંતો કાંઈક મદદ જરૂર કરે છે પણ તેમનીયે મર્યાદા રહેવાની; કારણ કે–

आतम अनुभव ज्ञानकी जो कोई पूछे वात।
जो गुंगा गुड खाईके कहे कौन मुख स्वाद॥

જ્ઞાની ભક્ત ધીરાએ ઈશ્વરની વ્યાપકતાને સમજાવવા આ કાવ્યમાં અનેક દૃષ્ટાંતો લીધાં છે અને ઈશ્વરની શોધમાં નીકળનારને 'પોતે પોતાની પાસ' કહીને ઈશ્વરના ભેદ ખુલ્લો કર્યો છે. સંત કબીરે પણ એ જ કહ્યું છે :

ज्यो तिलमांही तेल है, ज्यों चकमकमें आग।
तेरा सांई तुझमें जाण सके तो जाण॥

'પોતે પોતાની પાસ' છે, તો દેખાતો કેમ નથી ? જેમ આંખની આડું નાનકડું ફોતરું પણ મોટા ડુંગરને દેખાવા દેતું નથી તેમ ઈશ્વરને જોવામાં માયાનો પડદો આડો આવે છે. માયાને ખસેડો તો એની ઓથે રહેલો ઈશ્વર તમને દેખાય.

ઈશ્વર ચરાચરમાં ભર્યો જ છે. તેના વગરનું એક અણુ પણ ખાલી નથી. આપણે તેને શોધવા હૃદયગુહામાં જ શોધ કરવી પડે છે. હૃદયગુહામાં તેને શોધી કાઢીએ તો એ પોતાની બધી લીલા આપણી આગળ પ્રગટ કરી દે છે.

નરસિંહ મહેતાનાં પદો, અખા-શામળના છપ્પા અને ભોજા ભગતના ચાબખાની જેમ ધીરા ભગતની કાફીઓ વખણાય છે. સરળ શબ્દો વાપરવા છતાં કઠણ વસ્તુને સમજાવવાની તેમાં શક્તિ છે. વળી તે જ્ઞાનાત્મક ઉપરાંત ઉપદેશાત્મક હોવાને કારણે રામબાણની માફક હૃદયમાં સોંસરી ઊતરી જાય છે.

# તરણા ઓથે ડુંગર

(રાગ કાફી)

તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહીં,
અજાજૂથ માંહે રે સમરથ ગાજે સહી,
સિંહ અજામાં કરે ગર્જના, કસ્તૂરી મૃગરાજન,
તલની ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ઠમાં હુતાશન;
દધિ આથે ઘૃત જ રે, વસ્તુ એમ છૂપી રહી.

કોને કહું ને કોણ સાંભળશે, અગમ ખેલ અપાર,
અગમ કેરી ગમ નહીં રે, વાણી ન પહોંચે વિસ્તાર;
એક દેશ એવો રે, બુદ્ધિ થાકી રહે તહીં.

મન પવનની ગતિ ન પહોંચે, છે અવિનાશી અખંડ,
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મ પુરાણ, તેણે રચ્યાં બ્રહ્માંડ,
ઠામ નહીં કો ઠાલો રે, એક અણુમાત્ર કહીં.

સદ્‌ગુરુજીએ કૃપા કરી ત્યારે, આપ થયા રે પ્રકાશ,
શાં શાં દોડી સાધન સાથે, પોતે પોતાની પાસ:
દાસ ધીરો કહે છે રે, જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી.

## શબ્દો

**અજા** – (૧) માયા, કુદરત. (૨) બકરી. **હુતાશન** – અગ્નિ. **દધિ** – દહીં. **ઘૃત** – ઘી. **અગમ** – ન સમજાય તેવો. **ગમ** – સમજણ. **સચરાચર** – સજીવ-નિર્જીવ સૃષ્ટિ.

## – સ્વાધ્યાય –

૧. ‘તરણા ઓથે ડુંગર’ એટલે શું?

૨. ઈશ્વરને સમજાવવા માટે કયાં કયાં ઉદાહરણો ધીરો ભગત આપે છે?

૩. ઈશ્વરને શોધવા ધીરો ભગત શું માર્ગદર્શન આપે છે?

૪. ધીરાના મતે ઈશ્વરને કેવો કહી શકાય?

૫. ‘જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી’ શી રીતે શક્ય છે? સમજાવો.

૬. અર્થ સ્પષ્ટ કરો : (૧) વસ્તુ એમ છૂપી રહી. (૨) બુદ્ધિ થાકી રહે તહીં.

૭. કાવ્યમાં વપરાયેલા અલંકારોને શોધી કાઢીને સમજાવો.

**પ્રવૃત્તિ** : નરસિંહ મહેતાનું ‘જાગીને જોઉં તો…’ પ્રભાતિયું વાંચવું અને સમજવું.

■

લહર વમળને કહે, વમળ એ વાત સ્મરે સ્પંદનમાં,
માધવ, ક્યાંય નથી મધુવનમાં.
કોઈ ન માગે દાણ
કોઈની આણ ન વાટે ફરતી,
હવે કોઈ લજ્જાથી હસતાં
રાવ કદી ક્યાં કરતી ?
નંદ કહે જસુમતીને, માતા લાલ ઝરે લોચનમાં.
માધવ, ક્યાંય નથી મધુવનમાં.
શિર પર ગોરસમટુકી
મારી વાટ ન કેમે ખૂટી,
અબલગ કંકર એક ન લાગ્યો,
ગયાં ભાગ્ય મુજ ફૂટી;
કાજળ કહે આંખોને, આંખો વાત વહે અંસુઅનમાં.
માધવ, ક્યાંય નથી મધુવનમાં.

['મૌન'માંથી]

## શબ્દો

**માધવ** – કૃષ્ણનું એક નામ (મા – લક્ષ્મી, ધવ – પતિ. વિષ્ણુ). **મધુવન** – જ્યાં કૃષ્ણ બાળવયે ખેલ્યા. **કાલિન્દી** – યમુનાનું બીજું નામ. **કદંબ** – એક ઝાડનું નામ. **વેણુ** – બંસરી–વાંસળી. **વાતા'તા** – વગાડતા હતા. **સ્મરે** – યાદ કરે. **સ્પંદન** – કંપન, ધ્રુજારી, થડકવું, વહેવું. **આણ** – સત્તા. **ગોરસ** – દહીં. **વાટ** – રસ્તો. **કેમે** – કોઈ રીતે (ઘણું ચાલવા છતાં). **અબલગ** – હજુ સુધી. **કંકર** – કાંકરો. **ફૂટી** – તૂટવું અથવા વેડફાઈ જવું. **અંસુઅન** – આંસુઓ.

## - સ્વાધ્યાય -

૧. ભમરો શાની વાત કરે છે ? એને એ વાત કોણે અને શા માટે કરી ?
૨. કદમ્બડાળી અને જમુનાનાં જળ વચ્ચે શો સંવાદ થાય છે ?
૩. જશુમતી અને નંદ વચ્ચે શો વાર્તાલાપ થાય છે ?
૪. છેલ્લી કડીમાં ગોપી શી ફરિયાદ કરે છે ?
૫. 'અબલગ કંકર એક ન લાગ્યો, ગયાં ભાગ્ય મુજ ફૂટી.' – આ પંક્તિમાંનો ગોપિત ભાવ સમજાવો.
૬. માધવની ગેરહાજરી કેવી ભાસે છે ?

**પ્રવૃત્તિ** : (૧) આ કાવ્ય ગેય હોવાથી કંઠસ્થ કરવું. સમૂહગાન તરીકે ઉપયોગમાં લો.
(૨) નરસિંહ મહેતા કૃત – 'ગોવિંદગમન' વાંચવું.
('પ્રાચીન ભજન સંગ્રહ' – સંપાદક : ઇચ્છારામ સૂ. દેસાઈ)

■

# હરીન્દ્ર દવે

[ ઈ. સ. ૧૯૩૦ ]

**વતન** : ખંભરા (કચ્છ)

**કૃતિઓ** : આસવ, મધુવન, અગનપંખી, મૌન વગેરે.

## માધવ ક્યાંય નથી મધુવનમાં

શ્રીકૃષ્ણ હિન્દુ સંસ્કૃતિનું 'અમૂલું ધન' છે. ગીતાના ઉપદેશક કૃષ્ણ ગોપીઓના હૃદયસ્વામી છે. ગોપીઓને તથા વૃંદાવન-ગોકુળની પ્રકૃતિને તેમનો વિરહ સાલે છે. વિરહ કેવો વસમો છે તેની વાત આ કાવ્યમાં વર્ણવામાં આવી છે.

કાલિન્દી તો કૃષ્ણને અત્યંત વહાલી : તેને કાંઠે જ તેમનું મોટા ભાગનું બાળપણ પસાર થયું. કવિએ પણ કાલિન્દીના કાંઠાને, કદમ્બની ડાળીને, ફૂલને, ભમરાને, પાણીમાં રચાતાં વમળો વગેરેને કેન્દ્રમાં રાખીને કાવ્યરચના કરી છે. એટલું જ નહીં, તે બધાં પણ શ્રીકૃષ્ણના વિયોગની વિરહ-વ્યથાનો સંવાદ સ્વયં કરે છે.

કાલિન્દીના જળ પર ઝૂકીને કદમ્બડાળી સવાલ કરે છે : અહીં બેસીને વેણુ વાતા વનમાળી તને યાદ છે કે? પ્રશ્નનો ઉત્તર લહર વમળને આપે છે. જ્યારે વમળ? વમળ તો વાતને સ્પંદનમાં જ સ્મરે છે 'માધવ તો મધુવનમાં ક્યાંય નથી.'

દાણ માટે શ્રીકૃષ્ણ વાટમાં આડા ફરતા હોય ત્યારે તેમની પાસે લૂંટાઈ જવામાં જ મઝા છે. પણ હવે? કવિનો શબ્દવિન્યાસ જુઓ :

હવે કોઈ લજ્જાથી હસતાં
રાવ કદી ક્યાં કરતી!

કોને કરે? – કોની રાવ કરે? 'રાવ' ઊભી કરનારો જ ક્યાં છે?

ગોરસભરી પોતાની મટુકીને કૃષ્ણ ફોડી નાખે ત્યારે ગોપીઓ ભલે દેખીતી રીતે જશુમતી પાસે ફરિયાદે જાય – અંતરનો ઉમળકો તો લૂંટાવામાં જ માને છે. અને તેથીસ્તો ગોપીહૃદય કહે છે :

અબલગ કંકર એક ન લાગ્યો,
ગયાં ભાગ્ય મુજ ફૂટી.

પણ વાત અહીં પૂરી થતી નથી. ઉપર્યુક્ત ગોપીવેણ કાજળ આંખોને કહે છે. જ્યારે આંખો? – આંસુ જ વહાવે છે.

આમ કૃષ્ણના વિરહનું આ ગીત કૃષ્ણની હાજરીનું – હાજરીમાં કેટલું સુખ હશે તેનું ભાન (જ્ઞાન) કરાવી જાય છે.

## માધવ ક્યાંય નથી મધુવનમાં

ફૂલ કહે ભમરાને, ભમરો વાત વહે ગુંજનમાં;
માધવ, ક્યાંય નથી મધુવનમાં.
કાલિન્દીના જલ પર ઝૂકી
પૂછે કદમ્બ – ડાળી,
યાદ તને બેસી અહીં વેણુ
વાતા'તા વનમાળી?

લહર વમળને કહે, વમળ એ વાત સ્મરે સ્પંદનમાં,
માધવ, ક્યાંય નથી મધુવનમાં.

કોઈ ન માગે દાણ
કોઈની આણ ન વાટે ફરતી,
હવે કોઈ લજ્જાથી હસતાં
રાવ કદી ક્યાં કરતી ?
નંદ કહે જસુમતીને, માતા લાલ ઝરે લોચનમાં.
માધવ, ક્યાંય નથી મધુવનમાં.

શિર પર ગોરસમટુકી
મારી વાટ ન કેમે ખૂટી,
અબલગ કંકર એક ન લાગ્યો,
ગયાં ભાગ્ય મુજ ફૂટી;
કાજળ કહે આંખોને, આંખો વાત વહે અંસુઅનમાં.
માધવ, ક્યાંય નથી મધુવનમાં.

['મૌન'માંથી]

### શબ્દો

**માધવ** – કૃષ્ણનું એક નામ (મા – લક્ષ્મી, ધવ – પતિ. વિષ્ણુ). **મધુવન** – જ્યાં કૃષ્ણ બાળવયે ખેલ્યા. **કાલિન્દી** – યમુનાનું બીજું નામ. **કદંબ** – એક ઝાડનું નામ. **વેણુ** – બંસરી-વાંસળી. **વાતા'તા** – વગાડતા હતા. **સ્મરે** – યાદ કરે. **સ્પંદન** – કંપન, ધ્રુજારી, થડકવું, વહેવું. **આણ** – સત્તા. **ગોરસ** – દહીં. **વાટ** – રસ્તો. **કેમે** – કોઈ રીતે (ઘણું ચાલવા છતાં). **અબલગ** – હજુ સુધી. **કંકર** – કાંકરો. **ફૂટી** – તૂટવું અથવા વેડફાઈ જવું. **અંસુઅન** – આંસુઓ.

### - સ્વાધ્યાય -

૧. ભમરો શાની વાત કરે છે? એને એ વાત કોણે અને શા માટે કરી ?
૨. કદમ્બડાળી અને જમુનાનાં જળ વચ્ચે શો સંવાદ થાય છે ?
૩. જશુમતી અને નંદ વચ્ચે શો વાર્તાલાપ થાય છે ?
૪. છેલ્લી કડીમાં ગોપી શી ફરિયાદ કરે છે ?
૫. 'અબલગ કંકર એક ન લાગ્યો, ગયાં ભાગ્ય મુજ ફૂટી.' – આ પંક્તિમાંનો ગોપિત ભાવ સમજાવો.
૬. માધવની ગેરહાજરી કેવી ભાસે છે ?

**પ્રવૃત્તિ :** (૧) આ કાવ્ય ગેય હોવાથી કંઠસ્થ કરવું. સમૂહગાન તરીકે ઉપયોગમાં લો.
(૨) નરસિંહ મહેતા કૃત – 'ગોવિંદગમન' વાંચવું.
('પ્રાચીન ભજન સંગ્રહ' – સંપાદક : ઇચ્છારામ સૂ. દેસાઈ)

■

# જુગતરામ દવે

## [ ઈ. સ. ૧૮૯૧ ]

**વતન** : લખતર (સૌરાષ્ટ્ર)

**કૃતિઓ** : ગીતાગીતમંજરી, કૌશિકાખ્યાન, આત્મરચના અથવા આશ્રમી કેળવણી, ખેડૂતનો શિકારી, ગાંધીજી, આંધળાનું ગાડું વગેરે.

## ભૂલું નહિ શયને કે સપને

હૃદયના ઉત્કટ ભાવને શબ્દોમાં પ્રગટ કરવાનું કાર્ય સૌ કોઈ કરી શકતું નથી. ઈશ્વરદર્શન માટે હૃદયની વ્યાકુળતા કવિવર ટાગોરના શબ્દોમાં અહીં પ્રગટ થઈ છે.

આ કાવ્યમાં કવિવરના મૂળ બંગાળી કાવ્યને ગુજરાતીમાં ઉતારનાર વ્યક્તિ પણ એક ભક્તહૃદયી પુરુષ છે. તેમની ઈશ્વરમિલનની વ્યાકુળતા તેમના 'અરેરે, આવું અંતરપટ આ અદીઠ'માં અનુભવી શકાય છે. એ જ વ્યાકુળ હૃદયે આ ગીતને ગુજરાતીમાં ઉતાર્યું છે.

'ભૂલું નહિ શયને કે સપને'માં ઈશ્વરદર્શન માટેનો તલસાટ રજૂ થયો છે. હૃદયમાં ભાલો ભોંકાયો હોય તો આપણે તેને ભૂલી શકીએ ખરા ? તેમ અહીં કવિ ચાહે છે, 'ઈશ્વરદર્શન નથી થયાં તે વાત જાગૃત હોઉં ત્યારે તો ન જ ભૂલું પણ સૂતાં કે સપનામાં પણ હું ન ભૂલું એમ થવું જોઈએ. એ બાબત ભાલાની જેમ હૃદયમાં ભોંકાયા કરો.' ઈશ્વરદર્શનના પુરુષાર્થની જાગૃતિ ત્યારે જ રહે ને ?

આમ છતાં ઈશ્વરદર્શન થવાનો સંજોગ આ ને આ જન્મે ન પણ સાંપડે; તે માટે અનેક જન્મો સુધી વ્યાકુળ હૃદયે રાહ જોવી પણ પડે. અને એ પરિસ્થિતિમાં 'ઈશ્વરદર્શન થશે'ની શ્રદ્ધા ડગવી તેમ જ તૂટવી ન જોઈએ.

જીવનનું ખરું લક્ષ્ય ઈશ્વરપ્રાપ્તિ છે. એ રસ્તે જેટલા આગળ વધીએ તેટલો જ જીવનપથ કપાયો ગણાય અને જેટલે અંશે ઈશ્વરની ઓળખ થાય – તેની સંનિધિનો અનુભવ થાય તેટલી જ ખરી કમાણી થઈ ગણાય.

પણ પ્રભુદર્શન થાય ક્યારે ?

રામકૃષ્ણદેવને એક ભક્તે પૂછેલું, 'કેવી અવસ્થામાં ઈશ્વરદર્શન થાય ?' ત્યારે રામકૃષ્ણદેવે જવાબ આપેલો – 'ખૂબ વ્યાકુળ થઈને રુદન કરીએ તો ઈશ્વરનાં દર્શન થાય, સ્ત્રીપુત્રાદિ માટે માણસો ઘડો ભરીને આંસુ પાડે, પૈસા સારુ માણસો આંસુની નદીઓ વહાવે, પણ ઈશ્વર સારુ કોણ રડે છે ? જેમતેમ નહીં પણ ખરેખરની બોલાવવાની રીતે ઈશ્વરને બોલાવવો જોઈએ.'

ઈશ્વરને બોલાવવાની રીત એટલે હૃદય-વ્યાકુળતાની રીત. અને ઈશ્વર માટેની હૃદય-વ્યાકુળતા પણ ઈશ્વરકૃપા હોય તો જ મળે. કવિએ તેથી જ ઈશ્વરદર્શન માટેની વ્યાકુળતા માગી છે —

ભૂલું નહીં શયને કે સપને,
શલ્ય જેવા સાલો મનને –
મિલન હજુ નથી થયું તમારું એના ભણકારા !
રહેજો અંતરમાં મારા.

## ભૂલું નહિ શયને કે સપને

ના દો તો પ્રભુ, ભલે ન દેશો, દર્શન તમારાં,
આ ને આ જન્મે મારા;
મિલન હજુ નથી થયું તમારું, એના ભણકારા
રહેજો અંતરમાં મારા.

ભૂલું નહીં શયને કે સપને,
શલ્ય જેવા સાલો મનને—
મિલન હજુ નથી થયું તમારું એના ભણકારા !
ના દો તો૦

આ સંસારી ગુજરીમાં મુજ ઝાઝા કે થોડા,
ગુજરજો જીવનના દહાડા,
ધનના ઢગલા વડે ભરાજો હાથ ભલે મારા,
લાધજો સુખ અપરંપારાં,
ખરી કમાણી કશી ન થઈ હજુ એના ભણકારા,
રહેજો અંતરમાં મારા.

ભૂલું નહીં શયને કે સપને,
શલ્ય જેવા સાલો મનને—
ખરી કમાણી કશી ન થઈ હજુ એના ભણકારા.
ના દો તો૦

વાટ વચ્ચે ભરાય અંગો આળસથી મારાં,
વધે નહીં આગળ પગ મારા,
ભોંય પર હું ભલે પડી રહું, ગાત્રો આ મારાં,
પસારીને હિંમતહારા,
આખી વાટ હજુ રહી બાકી એના ભણકારા,
રહેજો અંતરમાં મારા.

# જુગતરામ દવે

## [ઈ. સ. ૧૮૯૧]

**વતન :** લખતર (સૌરાષ્ટ્ર)

**કૃતિઓ :** ગીતાગીતમંજરી, કૌશિકાખ્યાન, આત્મરચના અથવા આશ્રમી કેળવણી, ખેડૂતનો શિકારી, ગાંધીજી, આંધળાનું ગાડું વગેરે.

## ભૂલું નહિ શયને કે સપને

હૃદયના ઉત્કટ ભાવને શબ્દોમાં પ્રગટ કરવાનું કાર્ય સૌ કોઈ કરી શકતું નથી. ઈશ્વરદર્શન માટે હૃદયની વ્યાકુળતા કવિવર ટાગોરના શબ્દોમાં અહીં પ્રગટ થઈ છે.

આ કાવ્યમાં કવિવરના મૂળ બંગાળી કાવ્યને ગુજરાતીમાં ઉતારનાર વ્યક્તિ પણ એક ભક્તહૃદયી પુરુષ છે. તેમની ઈશ્વરમિલનની વ્યાકુળતા તેમના 'અરેરે, આવું અંતરપટ આ અદીઠ'માં અનુભવી શકાય છે. એ જ વ્યાકુળ હૃદયે આ ગીતને ગુજરાતીમાં ઉતાર્યું છે.

'ભૂલું નહિ શયને કે સપને'માં ઈશ્વરદર્શન માટેનો તલસાટ રજૂ થયો છે. હૃદયમાં ભાલો ભોંકાયો હોય તો આપણે તેને ભૂલી શકીએ ખરા? તેમ અહીં કવિ ચાહે છે, 'ઈશ્વરદર્શન નથી થયાં તે વાત જાગૃત હોઉં ત્યારે તો ન જ ભૂલું પણ સૂતાં કે સપનામાં પણ હું ન ભૂલું એમ થવું જોઈએ. એ બાબત ભાલાની જેમ હૃદયમાં ભોંકાયા કરે.' ઈશ્વરદર્શનના પુરુષાર્થની જાગૃતિ ત્યારે જ રહે ને?

આમ છતાં ઈશ્વરદર્શન થવાનો સંજોગ આ ને આ જન્મે ન પણ સાંપડે; તે માટે અનેક જન્મો સુધી વ્યાકુળ હૃદયે રાહ જોવી પણ પડે. અને એ પરિસ્થિતિમાં 'ઈશ્વરદર્શન થશે'ની શ્રદ્ધા ડગવી તેમ જ તૂટવી ન જોઈએ.

જીવનનું ખરું લક્ષ્ય ઈશ્વરપ્રાપ્તિ છે. એ રસ્તે જેટલા આગળ વધીએ તેટલો જ જીવનપથ કપાયો ગણાય અને જેટલે અંશે ઈશ્વરની ઓળખ થાય – તેની સંનિધિનો અનુભવ થાય તેટલી જ ખરી કમાણી થઈ ગણાય.

પણ પ્રભુદર્શન થાય ક્યારે?

રામકૃષ્ણદેવને એક ભક્તે પૂછેલું, 'કેવી અવસ્થામાં ઈશ્વરદર્શન થાય?' ત્યારે રામકૃષ્ણદેવે જવાબ આપેલો – 'ખૂબ વ્યાકુળ થઈને રુદન કરીએ તો ઈશ્વરનાં દર્શન થાય, સ્ત્રીપુત્રાદિ માટે માણસો ઘડો ભરીને આંસુ પાડે, પૈસા સારુ માણસો આંસુની નદીઓ વહાવે, પણ ઈશ્વર સારુ કોણ રડે છે? જેમતેમ નહીં પણ ખરેખરની બોલાવવાની રીતે ઈશ્વરને બોલાવવો જોઈએ.'

ઈશ્વરને બોલાવવાની રીત એટલે હૃદય-વ્યાકુળતાની રીત. અને ઈશ્વર માટેની હૃદય-વ્યાકુળતા પણ ઈશ્વરકૃપા હોય તો જ મળે. કવિએ તેથી જ ઈશ્વરદર્શન માટેની વ્યાકુળતા માગી છે —

ભૂલું નહીં શયને કે સપને,
શલ્ય જેવા સાલો મનને—
મિલન હજુ નથી થયું તમારું એના ભણકારા!
રહેજો અંતરમાં મારા.

## ભૂલું નહિ શયને કે સપને

ના દો તો પ્રભુ, ભલે ન દેશો, દર્શન તમારાં,
આ ને આ જન્મે મારા;
મિલન હજુ નથી થયું તમારું, એના ભણકારા
રહેજો અંતરમાં મારા.

ભૂલું નહીં શયને કે સપને,
શલ્ય જેવા સાલો મનને—
મિલન હજુ નથી થયું તમારું એના ભણકારા!
ના દો તો૦

આ સંસારી ગુજરીમાં મુજ ઝાઝા કે થોડા,
ગુજરજો જીવનના દહાડા,
ધનના ઢગલા વડે ભરાજો હાથ ભલે મારા,
લાધજો સુખ અપરંપારાં,
ખરી કમાણી કશી ન થઈ હજુ એના ભણકારા,
રહેજો અંતરમાં મારા.

ભૂલું નહીં શયને કે સપને,
શલ્ય જેવા સાલો મનને—
ખરી કમાણી કશી ન થઈ હજુ એના ભણકારા.
ના દો તો૦

વાટ વચ્ચે ભરાય અંગો આળસથી મારાં,
વધે નહીં આગળ પગ મારા,
ભોંય પર હું ભલે પડી રહું, ગાત્રો આ મારાં,
પસારીને હિંમતહારા,
આખી વાટ હજુ રહી બાકી એના ભણકારા,
રહેજો અંતરમાં મારા.

ભૂલું નહીં શયને કે સપને,
શલ્ય જેવા સાલો મનને—
આખી વાટ હજુ રહી બાકી એના ભણકારા.
ના દો તો૦

મંગળ વાદ્યો મચી રહે ને આનંદ ફુવારા,
ભરી દે મંદિરિયાં મારાં,
ઓચ્છવ રંગે ભલે જ રમીએ ઘરનાં જન સારાં,
સજીને શણગારો સારા,
તમે હજુ ઘર નથી પધાર્યા એના ભણકારા,
રહેજો અંતરમાં મારા,
ભૂલું નહીં શયને કે સપને,
શલ્ય જેવા સાલો મનને—
તમે હજુ ઘર નથી પધાર્યા એના ભણકારા!
ના દો તો૦

મૂળ : **રવીન્દ્રનાથ ટાગોર**
અનુ. : **જુગતરામ દવે**

## શબ્દો

**ભણકારા** - ભ્રાન્તિજનક અવાજ, કશાકના અવાજની આગાહી. **શલ્ય** - તીર, કાંટો. **સાલવું** - શલ્ય પેઠે દુખ્યા કરવું, ખટકવું, ભોંકાવું, દિલમાં દુઃખ થવું. **ગુજરી** - શહેર-કસબામાં ભરાતું બજાર. **ગુજરવું** - વીતવું, વહી જવું. **લાધવું** - પ્રાપ્ત થવું, મળવું. **ગાત્ર** - શરીર, શરીરનો અવયવ. **ઓચ્છવ** - ઉત્સવ. **કમાણી** - કમાઈ, રળતર. **અંગ** - શરીર, અવયવ.

## - સ્વાધ્યાય -

૧. કવિ ખરી કમાણી કોને કહે છે?
૨. 'આખી વાટ હજુ રહી બાકી'નો અર્થ શો છે?
૩. 'શલ્ય જેવા સાલો મનને' કહીને કવિ પોતાનો કયો ભાવ પ્રગટ કરે છે?
૪. 'તમે હજુ ઘર નથી પધાર્યા'નો કયો અર્થ કવિના મનમાં છે?
૫. કાવ્યમાં કવિની કઈ ઝંખના પ્રગટ થાય છે? એ ઝંખનાની ઉત્કટતા પ્રગટ કરતા શબ્દો વગેરે દર્શાવો.
૬. કાવ્યના ગૂઢાર્થની તમારા મન પર પડેલી છાપ દર્શાવો.

**પ્રવૃત્તિ** : (૧) ઈશ્વરમિલન માટેની વ્યાકુળતા પ્રગટ કરનારું શ્રી જુગતરામ દવેનું 'અંતરપટ' કાવ્ય વાંચવું.
(૨) ઈશ્વરદર્શન માટે વ્યાકુળ હૃદયે રડ્યા હોય તેવા સંતો-ભક્તોની યાદી કરો.

## અંતરપટ આ અદીઠ

'અંતરપટ' એ અપાર વિરહવ્યથાનું ગીત છે. એમાં હૃદયની સચ્ચાઈ અને આરત છે. સામાન્ય રીતે વિરહનાં કાવ્યોમાં વિરહ એકપક્ષી લાગે છે. પણ આ કાવ્યમાં તો કવિ કહે છે તેમ વિરહ સામા પક્ષને પણ નડે છે. 'અહીં મેં માંડી તહીં તેં માંડી', 'તું મારાં હું તારાં ઝીલું' કે 'આ પા ઊછળે, તે પા ઊછળે' વગેરે પંક્તિઓ આ વાત બતાવે છે.

પ્રભુ અને ભગત એ બે વચ્ચે આ જગતની માયાનું અંતરપટ પડેલું છે. એક વખત તો ભક્તને પ્રભુના સ્વરૂપની ઝાંખી એક ક્ષણવાર થાય છે પણ પાછો માયાનો વા વાતાં તે ઝાંખી દૂર થાય છે અને માયાનું અંતરપટ ઊતરી આવે છે.

'અંતરપટ' પણ કેવું? ઝાકળઝીણું. એક વખતે એ દૂર ખસી ગયું પણ હતું. પણ પાછું તે વચ્ચે પડી ગયું એ બહુ ખટકે છે. કારણ કે એક વારમાં, જરાક દર્શન થતાં, સામા માટેની સ્નેહતીવ્રતા વધી છે, મળવાની ઉત્કંઠા વધી છે. વળી અંતરપટને પેલે પારથી, આખો વખત, અણસારો આવ્યા કરે છે; અરે! રાગ પણ સંભળાય છે કિન્તુ મિલનનો યોગ થતો નથી.

અત્યંત આરજૂપૂર્વક અને ભારોભાર ઋજુતાથી હૃદયની એક સૂક્ષ્મ અને મસ્ત લાગણી આ કાવ્યમાં વણાઈ છે.

### અંતરપટ

અંતરપટ આ અદીઠ!
અરે રે આડું અંતરપટ આ અદીઠ!
અહીં મેં માંડી, તહીં તેં માંડી,
આંખની આતુર મીટ;
પળ ઊપડી પટ પુનઃ બિડાયું,
વા વાયો વિપરીત....અરેરે૦

તું મારાં — હું તારાં ઝીલું,
વિરહે વ્યાકુળ ગીત;
રાગ સુણ્યો પણ રંગ ન રેલ્યો,
વસમું એ સંગીત!...અરેરે૦

આ પા ઊછળે, તે પા ઊછળે,
હૃદયો ભરી ભરી પ્રીત,
આકર્ષણ પણ સ્પર્શ નહીં ક્ષણ,
ચેન પડે નહીં ચિત્ત....અરેરે૦

ભૂલું નહીં શયને કે સપને,
શલ્ય જેવા સાલો મનને—
આખી વાટ હજુ રહી બાકી એના ભણકારા.
ના દો તો૦

મંગળ વાદ્યો મચી રહે ને આનંદ ફુવારા,
ભરી દે મંદિરિયાં મારાં,
ઓચ્છવ રંગે ભલે જ રમીએ ઘરનાં જન સારાં,
સજીને શણગારો સારા,
તમે હજુ ઘર નથી પધાર્યા એના ભણકારા,
રહેજો અંતરમાં મારા,
ભૂલું નહીં શયને કે સપને,
શલ્ય જેવા સાલો મનને—
તમે હજુ ઘર નથી પધાર્યા એના ભણકારા!
ના દો તો૦

મૂળ : **રવીન્દ્રનાથ ટાગોર**
અનુ. : **જુગતરામ દવે**

## શબ્દો

**ભણકારા** – ભ્રાન્તિજનક અવાજ, કશાકના અવાજની આગાહી. **શલ્ય** – તીર, કાંટો. **સાલવું** – શલ્ય પેઠે દુખ્યા કરવું, ખટકવું, ભોંકાવું, દિલમાં દુઃખ થવું. **ગુજરી** – શહેર-કસબામાં ભરાતું બજાર. **ગુજરવું** – વીતવું, વહી જવું. **લાધવું** – પ્રાપ્ત થવું, મળવું. **ગાત્ર** – શરીર, શરીરનો અવયવ. **ઓચ્છવ** – ઉત્સવ. **કમાણી** – કમાઈ, રળતર. **અંગ** – શરીર, અવયવ.

## - સ્વાધ્યાય -

૧. કવિ ખરી કમાણી કોને કહે છે?
૨. 'આખી વાટ હજુ રહી બાકી'નો અર્થ શો છે?
૩. 'શલ્ય જેવા સાલો મનને' કહીને કવિ પોતાનો કયો ભાવ પ્રગટ કરે છે?
૪. 'તમે હજુ ઘર નથી પધાર્યા'નો કયો અર્થ કવિના મનમાં છે?
૫. કાવ્યમાં કવિની કઈ ઝંખના પ્રગટ થાય છે? એ ઝંખનાની ઉત્કટતા પ્રગટ કરતા શબ્દો વગેરે દર્શાવો.
૬. કાવ્યના ગૂઢાર્થની તમારા મન પર પડેલી છાપ દર્શાવો.

**પ્રવૃત્તિ** : (૧) ઈશ્વરમિલન માટેની વ્યાકુળતા પ્રગટ કરનારું શ્રી જુગતરામ દવેનું 'અંતરપટ' કાવ્ય વાંચવું.
(૨) ઈશ્વરદર્શન માટે વ્યાકુળ હૃદયે રડ્યા હોય તેવા સંતો-ભક્તોની યાદી કરો.

■

# રાજેન્દ્ર કેશવલાલ શાહ

## [ ઈ. સ. ૧૯૧૩ ]

**વતન :** કપડવંજ (જિ. ખેડા)

**કૃતિઓ :** ધ્વનિ, આંદોલન, શાંત કોલાહલ, ચિત્રણા, શ્રુતિ વગેરે.

## ભાઈ રે! આપણા દુઃખનું કેટલું જોર?

કુદરતમાં જેમ ઉદય અને અસ્ત, ભરતી અને ઓટ, તથા દિવસ અને રાતની ઘટમાળ કશાયે વિસામો લીધા વિના ચાલ્યા કરે છે તેમ જીવતરમાં પણ સુખ અને દુઃખ, આશા અને નિરાશા તથા ચડતી અને પડતીનો ક્રમ આવ્યા કરે છે. માણસ તેમાંથી સુખની વાંછના કરે છે ને દુઃખથી ડરી દૂર ભાગવા પ્રયત્ન કરે છે. ક્યારેક એ માટે ન કરવાનું પણ કરી બેસે છે. પણ ખરેખર એ બધાંનું જીવનમાં ઝાઝું મહત્ત્વ નથી. સંધ્યા-ઉષાના રંગોની વિવિધતામાં પણ માનવી આનંદ માણી શકે છે. ભરતી અને ઓટ બંનેમાં, સાગર સ્વસ્થ ચિત્તે પોતાનું ગીત ગાયાં કરે છે ને?

માણસે દુઃખથી ન ડરતાં સ્વસ્થ ચિત્તે પોતાનો માર્ગ કાપવો જોઈએ. અને એ માટે મનને કેળવવું જરૂરી છે. મન ઢીલુંપોચું હોય તો દુઃખને ભાળી હતાશ બની બેસે છે. માનવીની આ નબળાઈ પર આંગળી મૂકી કવિ પ્રશ્ન કરે છે કે, 'આપણા દુઃખનું કેટલું જોર?' દુઃખ આપણને કરી શું શકવાનું છે? આપણી અંદર રહેલી શક્તિ આગળ તેનો બાપડાનો શો હિસાબ? માંહ્યલા કોશની સમૃદ્ધિ આગળ તેની કેટલી ત્રેવડ? એટલે દુઃખની વહેતી વાતથી ડરવાની કોઈ જરૂર નથી. અંદરના ખમીરથી તેનો સામનો કરીએ. નબળા મનના માણસો જ બોજાને વહી શકતા નથી. આપણું પોતાનું પોત જ એટલું મજબૂત છે કે ગમે તેવા દુઃખને એ હસી કાઢી શકે છે. આવા વીરભાવને વાચા આપતું અને આત્મશક્તિનાં ગાન ગાતું કાવ્ય કવિએ આપણી આગળ મૂકી દુઃખનો ઉપાય હાથવગો છે અને પોતે જ તેનો ઉકેલ કરી શકે છે, તેવી વાત ખૂબીથી કાવ્યમાં વર્ણવી છે.

## ભાઈ રે, આપણા દુઃખનું કેટલું જોર!

ભાઈ રે, આપણા દુઃખનું કેટલું જોર?
નાની એવી જાતક વાતનો મચવીએ નહીં શોર,
　　ભાઈ રે, આપણા દુઃખનું કેટલું જોર?

ખીણ કે ખાડી, નદી નથી આડી,
વંડી, વાડ કે ભીંત,
હાથ ચડે નહીં તોય નડે આ
ઝાકળ-ઝીણું ચીર....અરેરે૦

## શબ્દો

**અંતરપટ** - બે વસ્તુ વચ્ચે જે પડ રાખવામાં આવે તે. **અદીઠ** - નહીં જોયેલું, ન દેખાય તેવું. **મીટ** - નજર. **વા વાયો વિપરીત** - બહુ ખરાબ થયું. **પા** - બાજુ. **વંડી** - ભીંત, દીવાલ. **ચીર** - વસ્ત્ર. **ઝાકળઝીણું** - ઝાકળ કરતાં પણ બારીક.

## - સ્વાધ્યાય -

૧. કવિએ 'અરેરે' શબ્દ શા માટે વાપર્યો હશે? એને બદલે કોઈ બીજો શબ્દ સૂચવી શકો ખરાં?

૨. કવિ કોની જોડે વાત કરે છે?

૩. 'રંગ ન રેલ્યો' એમ કવિ શા માટે કહે છે?

૪. કવિના હૃદયને ચેન શાથી નથી પડતું?

૫. કાવ્યના આધારે 'અંતરપટ'નો પરિચય આપો.

૬. કાવ્ય દ્વારા વ્યક્ત કરાતી કવિદૃષ્ટિની ચર્ચા કરો.

૭. કવિએ યોજેલા અલંકારો સ્પષ્ટ કરો.

**પ્રવૃત્તિ** : સુરદાસ કે મીરાંનાં વિરહનાં ભજનો ક્યાં તે લખો અને સરખાવો.

# મકરંદ દવે

[ ઈ સ. ૧૯૨૨ ]

**વતન** : ગોંડલ (સૌરાષ્ટ્ર)

**કૃતિઓ** : તરણાં, ગોરજ, સંજ્ઞા, સૂરજમુખી, સંગતિ વગેરે

## ઉજેણી નગરીનો રાજા

ભગવાન સદેહે આપણી પાસે આવે છે ત્યારે આપણે તેને ઓળખી શકતા નથી. કારણ કે તે ચતુર્ભુજરૂપે શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરીને આવતા નથી. એ તો આવે છે આપણા જ જેવા કોઈ સામાન્ય વેશે.

રંગ, જ્ઞાતિ, ધર્મ અને દેશના વાડાને જોવા ટેવાયેલી આપણી આંખો તેની આરપાર જોઈ શકતી નથી, તેમને ઓળખી શકતી નથી. એટલે (જ) આપણે અન્ય ધર્મ, જ્ઞાતિ કે દેશના લોકોને પજવીએ છીએ, તેના કામમાં વિઘ્નો નાખીએ છીએ. અરે! તેમનો જાન પણ લઈએ છીએ. પછીથી પસ્તાવો થાય છે. પણ પછી શું? અહીં પણ પસ્તાવો થયાનું સૂચન છે. (હણી તો નાખ્યો. 'હાય' શબ્દપ્રયોજન કરી પસ્તાવાનું સૂચન કર્યું છે.) અને 'મેં તો અંધ' વદીને તેવું કરવા પાછળનું અજ્ઞાન પ્રગટ થયું છે. આ પ્રતીક દ્વારા લોકોની માનસભૂમિકા પ્રગટ થઈ છે. મહાપુરુષોને માર્યા પછી તેની ગાથા ગાવાનું નથી કરતા? નથી કર્યું? પણ જ્યારે ધર્મ અને જાતિના વાડાને બાજુ પર ખસેડીને ઓળખવાનો પ્રયત્ન કરીએ ત્યારે જ એ ઓળખાય છે. પરમ પુરુષોને કાળ કે સીમાનાં કશાનાં જ બંધન નથી હોતાં.

કાવ્યની ખૂબી તો એ છે કે, શ્રીકૃષ્ણને ભોંકાયેલું ભલકું, ભગવાન ઈશુને જડેલા ખીલા અને મહાત્મા ગાંધીનો પ્રાણ લેનારી પેલી બંદૂકની ત્રણ ગોળીઓ હજુ લોહીલીની અને તરફડતી બતાવી છે. એક જ વખત આપણે ક્રૂર કૃત્ય કર્યું નથી. ભગવાન શ્રીકૃષ્ણનો પ્રાણ લેનારું પેલું ભલકું હજૂ લોહીલીનું નથી મટ્યું ત્યાં જ ઈશુને ખીલા જડાયા! અને ત્યાં જ ગાંધીને ગોળીએ વીંધ્યા. પેલી નિર્જીવ બિચારી લોહીલીની ગોળીઓ દુઃખથી તરફડે છે. ત્યારે આપણે?

કાવ્યની છેલ્લી પંક્તિઓમાં કંઈક જાદુ થાય છે. 'દુઃખિયારામાં દુઃખભંજણો મહારાજ' દેખાય છે – નવી દૃષ્ટિ મળે છે. દીવો થતાં અંધારું ઊભું રહે કે? મનુષ્યમાં રહેલી માણસાઈનાં દર્શન થાય છે. અને 'ભલીભાત' ઉજેણીનો રાજા ઓળખાય છે. માણસાઈના દીવા ઝગમગી રહે છે.

ભારનું વાહન કોણ બની રહે ? નહિ અલૂણનું કામ,
આપણે તો બડભાગી, ખમીરનું આજ ગવાય રે ગાન.
સજલ મેઘની શાલપે સોહે રંગધનુષ્યની કોર,
ભાઈ રે, આપણા દુ:ખનું કેટલું જોર ?

જલભરી દગ સાગર પેખે, હસતી કમળ ફૂલ,
કોકડું છે પણ રેશમનું એનું ઝીણું વણાય દુકૂલ;
નિબિડ રાતના કાજળ પાછળ પ્રગટે અરુણ ભોર,
ભાઈ રે આપણા દુ:ખનું કેટલું જોર ?

આપણે ના રંક કંઈ, ભર્યો ભર્યો માંહ્યલો કોશ અપાર,
આવવા દો જેને આવવું, આપણે મૂલવશું નિરધાર;
આભ ઝરે ભલે આગ, હસી હસી ફૂલ ઝરે ગુલમહોર,
ભાઈ રે, આપણા દુ:ખનું કેટલું જોર ?

['ધ્વનિ'માંથી]

## શબ્દો

**જાતક** - તરત ચાલી જવાની છે તેવી, વીતેલી, તરતમાં જ બની ગયેલ. **અલૂણ** - મીઠા વિનાના. **દગ** - આંખ, નજર. **દુકૂલ** - ઝીણું રેશમી વસ્ત્ર. **નિબિડ** - ગાઢ. **માંહ્યલો કોશ** - અંદરનો ખજાનો, આત્મશક્તિ.

## - સ્વાધ્યાય -

૧. દુઃખનો સામનો કરવા કવિ શું સૂચવે છે ? એ સૂચન વિશેનું તમારું મંતવ્ય જણાવો.

૨. દુઃખ જોડે સુખ વણાયેલું છે એ સમજાવતાં ઉદાહરણોને સ્પષ્ટ કરો.

૩. છેલ્લી કડીને સરળ ભાષામાં સમજાવો.

૪. સમગ્ર કાવ્યમાંથી ઊઠતા ધ્વનિને તમારા શબ્દોમાં મૂકો.

**પ્રવૃત્તિ :** તમારા કોઈ દુઃખી મિત્રને આશ્વાસન આપતો પત્ર લખો.

## - સ્વાધ્યાય -

૧. ‘ઉજેણીનો રાજા’ એટલે કોણ?

૨. ઉજેણીના રાજાની પાછળ કોનો નિર્દેશ છે?

૩. ત્રણે પરદુઃખભંજકોનાં નામ લખો અને તેમના જીવનસમર્પણની ટૂંક નોંધ આપો.

૪. રાજા પાસે કઈ માગણી છે? કેમ?

૫. સમજાવો : (૧) હાય, કોને હણ્યો મેં તો અંધ!

(૨) ઊડી ચાલ્યું અસલી નૂર—

૬. કાવ્યની છેલ્લી પંક્તિઓમાં શું જાદુ થાય છે?

૭. આ કાવ્યનો મધ્યવર્તી વિચાર પ્રગટ કરો.

**પ્રવૃત્તિ :** આ કાવ્ય ભજનના ઢાળનું હોઈ કંઠસ્થ કરવું અને ગાવું. સમૂહગાન પણ થઈ શકે. પ્રાર્થના પછી ભજન તરીકે પણ ગાઈ શકાય.

# ઉજેણી નગરીના રાજા

ઉજેણી નગરીનો રાજા ઓળખ્યો,
 ઓળખ્યો કાંઈ ભલી ભાત,
 ઉજેણી નગરીનો રાજા ઓળખ્યો.

અંધારપછેડો જ્યાં અળગો કર્યો,
 છોડયા બુકાનીના બંધ;
હાય રે કોને હડસેલ્યો હતો ?
 હાય, કોને હણ્યો મેં તો અંધ !
 ઉજેણી નગરીનો રાજા ઓળખ્યો.

ભલકું ભીનું રે હજી લોહીથી,
 હજી ઓલ્યા ખીલા ભીના ક્રૂર;
ત્રણ રે ગોળી ભીની તરફડે
 ઊડી ચાલ્યું અસલી નૂર—
 ઉજેણી નગરીનો રાજા ઓળખ્યો.

એટલું માગું તે રાજા, આપજો !
 હો આ દેશ કે પરદેશ;
તમોને પિછાણું નજરું નાખતાં,
 ભલે પૂરો પલટે વેષ—
 ઉજેણી નગરીનો રાજા ઓળખ્યો.

કોણે રે કર્યું આ જાદુ કારમું,
 શું રે થયું મુંને આજ ?
દુખિયારામાં હું દેખી રહ્યો
 દુઃખભંજણો મહારાજ !
 ઉજેણી નગરીનો રાજા ઓળખ્યો.

[ 'સૂરજમુખી'માંથી ]

### શબ્દો

**ભલી ભાત** - સારી રીતે. **અંધારપછેડો** - (અંધારામાં) કોઈ ઓળખી ન શકે એ માટે ઓઢવામાં આવતું વસ્ત્ર. **બુકાની** - બંને કાન અને દાઢીના ભાગે મસ્તક ફરતો બાંધવાનો કાપડનો કકડો. **હડસેલ્યો** - દૂર કર્યો. **પિછાણું** - ઓળખું. **નજરું નાખતાં** - સામું જોતાં જ, તુરત, થોડીવારમાં. **હણ્યો** - દૂર કર્યો. **અંધ** - આંધળો. **ભીનું** - (અહીં) લોહીથી ખરડાયેલું. **ક્રૂર** - દયા વિનાના. **નૂર** - તેજ. **પલટે** - બદલે. **દુઃખભંજણો** - દુઃખ ભાંગનાર.

## - સ્વાધ્યાય -

૧. 'ઉજ્જેણીનો રાજા' એટલે કોણ?

૨. ઉજ્જેણીના રાજાની પડછે કોનો નિર્દેશ છે?

૩. ત્રણે પરદુઃખભંજકોનાં નામ લખો અને તેમના જીવનસમર્પણની ટૂંક નોંધ આપો.

૪. રાજા પાસે કઈ માગણી છે? કેમ?

૫. સમજાવો : (૧) હાય, કોને હણ્યો મેં તો અંધ!

(૨) ઊડી ચાલ્યું અસલી નૂર—

૬. કાવ્યની છેલ્લી પંક્તિઓમાં શું જાદુ થાય છે?

૭. આ કાવ્યનો મધ્યવર્તી વિચાર પ્રગટ કરો.

**પ્રવૃત્તિ :** આ કાવ્ય ભજનના ઢાળનું હોઈ કંઠસ્થ કરવું અને ગાવું. સમૂહગાન પણ થઈ શકે. પ્રાર્થના પછી ભજન તરીકે પણ ગાઈ શકાય.

# હરિહર પ્રાણશંકર ભટ્ટ

## [ઈ. સ. ૧૮૯૫]

**કૃતિઓ :** હૃદયવીણા (કાવ્યસંગ્રહ)

## કેવું મૃત્યુ !

હરિહર ભટ્ટ કવિ તરીકે એટલા પ્રખ્યાત નથી જેટલા ખગોળવેત્તા તરીકે વિખ્યાત છે. અવકાશના અવલોકન અને અભ્યાસમાંથી તેમને સચરાચરના સ્વામીની વ્યાપકતાનો પરિચય થયો લાગે છે. અવકાશને ઉકેલનાર પણ છેવટે તો ધરતી પર જ જીવે છે. સંસારના કોયડાની ઉપેક્ષા એનાથી કેમ થઈ શકે ? ઊંડાણને ઉલેચનારી કવિની બુદ્ધિએ જે કંઈ સારતત્ત્વ શોધ્યું તે તેમણે 'એક જ દે ચિનગારી' કે 'કેવું મૃત્યુ ?' જેવાં સુંદર કાવ્યો મારફત મૂક્યું છે. મૃત્યુનો ભય પ્રત્યેકને રહેતો હોય છે, કોઈ વીરલા જ એને સામી છાતીએ ભેટી શકે છે. હરિહરભાઈએ મૃત્યુના રહસ્યને પારખી એના ભયના અંચળાને ફગાવી દઈ એના મોહક રૂપને અહીં પ્રગટ કર્યું છે. દરેક મનુષ્ય એવા મૃત્યુની ઝંખના સેવતો થઈ જાય તેવી એમની રજૂઆત છે.

કાવ્યની ગુણવત્તા તે મોટું હોય તે પરથી નથી મપાતી. કાવ્ય કેવળ ભાષાના વૈભવથી ભરેલું હોય તે પરથી પણ તેનું ચોક્કસ માપ કાઢી શકાતું નથી. પણ કાવ્યની અંદરનો વિચાર કેટલો પ્રાણવાન છે, એ વિચારને પોષક એની સ્વરૂપ-સંયોજના થઈ છે કે નહીં તેના પર એનું સાચું મૂલ્યાંકન રહેલું છે. હીરાકણી અને કાચકણીના તફાવત જેટલો એ ફરક છે. આઠ લીટીના ટચુકડા કાવ્યમાં કવિએ જગવિખ્યાત વિભૂતિ કે કવિ-પંડિત બની મૃત્યુ પામવાને બદલે સામાન્ય સિપાહી બની, બીજાનું રક્ષણ કરતાં, સામે ચાલી મરણને ભેટવાનું સ્વીકાર્યું છે. જીવન પણ યુદ્ધભૂમિ છે, જ્યાં જીવનભર ઝૂઝી મૃત્યુને જે પડકારે છે તેની આગળ મૃત્યુ પણ હારી જાય છે.

## કેવું મૃત્યુ ?

ન ઈચ્છું મૃત્યુ હું, જગત મહીં વિખ્યાત બનીને,
ભલે ને ના જાણે, મરણ સમયે કોઈ મુજને:
ન ઈચ્છું લોકો કહે, "વિબુધ કવિ કે પંડિત ગયો."
અને છો એ કહેતાં "અક્કલહીણ મૂરખો મરી ગયો."

પરંતુ ઈચ્છું, કે, જ્યાં તન થકી પ્રાણ નીકળે
બધાં શસ્ત્રાસ્ત્રો ને બખતર ધર્યાં હોય બદને,
ભરેલું હો આગે કદમ, નીરખે તે જન કહે,
"સિપાહી કો સૂતો, જીવનભર ઝુઝ્યે ઝઘડીને.

[ 'હૃદયવીણા' માંથી ]

## શબ્દો

વિબુધ – જ્ઞાની. બદન – શરીર.

## - સ્વાધ્યાય -

૧. કવિ કેવું મૃત્યુ ઇચ્છે છે ?

૨. મહાજ્ઞાની કે કવિ-પંડિત કરતાં સામાન્ય સિપાહી બનવાનું કવિ શા માટે સ્વીકારે છે ?

૩. જીવનભર કોની સામે યુદ્ધ કરવાનું કાવ્યમાં સૂચન છે ?

૪. છેલ્લી ચાર પંક્તિઓ વિસ્તારથી સમજાવો.

**પ્રવૃત્તિ :** કવિકલ્પના મુજબ મૃત્યુને વરેલાની યાદી કરો અને તમારી આજુબાજુના સમાજમાં જીવતી આવી કોઈ વ્યક્તિનો પરિચય મેળવો.

# સુશીલા ચીમનલાલ ઝવેરી

[ ઈ. સ. ૧૯૨૦ ]

**વતન :** વાલોડ (જિ. સુરત)

**કૃતિઓ :** વિચિમાલા (કાવ્યસંગ્રહ)

## નિર્વાસિત

હમણાં હમણાં કાવ્યલેખનમાં નવી લઢણો અને નવી તરાહો શરૂ થઈ છે. કવિની હૃદયસંવેદના અનેક નવાં પ્રતીકો ને કેડીઓ લઈ કવિતાસ્વરૂપે વહે છે. એમાંનાં કેટલાંકને સમજવા કે ઉકેલવા ઠીક ઠીક મનોમંથન કરવું પડે, જ્યારે કેટલાંક સરળ છતાં નાવિન્યસભર બન્યાં છે. આમ બંને પ્રકારની કાવ્યરચના આજકાલ પ્રચલિત બનતી જાય છે. કાવ્યરચનામાં અનેક પ્રયોગો અને મથામણો ચાલી રહ્યાં છે તે ગતિશીલતાની જ નિશાની છે.

ઉપર્યુક્ત લઢણનું એક નાનકડું કાવ્ય અહીં રજૂ કર્યું છે. માનવચિત્તની નબળાઈને એમાં લાક્ષણિક રીતે રજૂ કરી છે. મન તો અનેક ઘોડા ઘડે છે, ચિત્ત અનેક સ્વપ્નો સેવે છે, અભિલાષા અને એષણાઓનો કોઈ પાર નથી, તૃષ્ણાનું તો પૂછવું જ શું? ગઈ કાલે જાગેલી એષણા આજે જૂની અને જર્જરિત થઈ જતી લાગે છે. આવી ગડમથલ આપણા અંતસ્તલમાં ચાલ્યાં જ કરે છે. એ બધાથી પર થવાના માણસના પ્રયત્નો અપાર હોય છે, પણ તેમાંથી છૂટીને કેટલા પાર પહોંચ્યા? કોઈક જ. બાકીનાએ તો પોતાની નબળાઈને ઢાંકવા, ભાતભાતની દલીલો યોજી, લાચારીથી તેમને એમના પોતાના મૂળ સ્વરૂપે અપનાવી લીધાં છે.

કવયિત્રીએ ઉપર્યુક્ત વાતને અહીં બહુ લાક્ષણિક રીતે રજૂ કરી છે, અને પ્રશ્નાર્થ પણ કેવો લોભામણો મૂકયો છે? સામાન્ય માણસો – 'બિચારા કયાં જાય?' એવી દયામણી દલીલ કરી એમને અપનાવી લે છે. પણ હકીકતે એમને નિર્વાસિત કઈ રીતે કહી શકાય? તે અંદરના જ છે, ચિત્તની અપાર સૃષ્ટિના જ એ બધા સભ્યો છે, અભિનવ નાગરિકો છે. એમને નિર્વાસિત કઈ રીતે કહી શકાય? એક જ નગરના નાગરિકો પણ ભાતભાતની પ્રકૃતિવાળા; કેટલાક ઉપયોગી, કેટલાક ઉપદ્રવી. અને એ બધાને શું દેશનિકાલ કરી શકાય છે ખરા? તેમને તો સંસ્કારી અને વિવેકી બનાવવા એ જ ઉત્તમ રસ્તો છે. એમનામાં ઊંચી ભાવનાઓનું સિંચન કરી તેઓને ઊંચે લેવા એ જ એક રસ્તો છે.

સૌએ વાગોળવા જેવું આ નાનકડું કાવ્ય અંદરના અંધારાને ઉજાળવાનું કાર્ય કરે તેવું છે.

## નિર્વાસિત

: કટાવ :

થયું મને કે
લાવ હવે આ
જૂના ઘરમાં
વા ળી ઝૂ ડી
ખૂણે ખૂણો
ફંફોળી લઈ
ફગવી દઉં હું
કચરો સઘળો.

અવાવરુ
અરમાન પડ્યાં છે
એને બદલે
થોડાંયે કૈં
નવાં વસાવી લઉં.

સડી ગયેલાં
સ્વપ્નો ફેંકી
કટાઈ ગયેલી
તૃષ્ણાઓનું
કહોવાયેલ
કલેવર બદલી
નવુંનકોર ચડાવી દઉં.

અભિલાપોના
દડિયાના કૈં
ખડકાયેલા
ગંજ બધા આ
અટવાતા ને
અથડાતા જે.
એપણાતણી
અનેક સળીઓ
છૂટી પડી ગઈ,

એ સઘળાંનો
ભેગો કરી
ભંગાર ટોપલે
લાવ ઉકરડે
નાખી આવું.

નાખી આવી;

શ્વાસ લીધો ના
જરી તહીં તો
આવી એકેએક
ભરાયાં ભીતર પાછાં!
નિર્વાસિત
ગણી લઈને શું
ફરી વસાવી લઉં?

['કુમાર', માર્ચ ૧૯૬૭માંથી]

## શબ્દો

**નિર્વાસિત** – જેને રહેવાનું ઠેકાણું નથી તે. **અવાવરુ** – જૂનું. **અરમાન** – ઇચ્છા. **તૃષ્ણા** – ઇચ્છા. **કલેવર** – શરીર. **અભિલાષો** – ઇચ્છાઓ. **ગંજ** – ઢગલો. **એષણા** – ઇચ્છા, વાસના. **ભીતર** – અંદર.

## – સ્વાધ્યાય –

૧. કાવ્યમાં રજૂ થયેલું જૂનું ઘર કયું છે?
૨. કવયિત્રી કયો કચરો ફગાવી દેવાનું કહે છે?
૩. કાવ્યમાં રજૂ થયેલાં પ્રતીકો તમને કેવાં લાગ્યાં? ચર્ચા કરો.
૪. ફેંકી દીધેલો ભંગાર પાછો આવી ભીતરમાં કેવી રીતે ભરાયો?
૫. કવયિત્રીએ રજૂ કરેલા પ્રશ્નાર્થનો તમે શો ઉત્તર આપો છો? કારણ સહ લખો.
૬. કાવ્યની નવી પદ્ધતિ અને કવયિત્રીના કર્તૃત્વ વિષે ટૂંક નોંધ લખો.

**પ્રવૃત્તિ :** (૧) 'યાદગાર કવિતા ૧૯૭૦'માંથી નવીન પ્રકારનાં બેત્રણ કાવ્ય શોધો અને માણો.
(૨) ઘરને બદલે 'દેશ'ની કલ્પના કરી કાવ્યનો મર્મ સમજો.

■

# જયંત પાઠક

[ ઈ. સ ૧૯૨૦ ]

**વતન** : ગોઠ ( જિ. પંચમહાલ )

**કૃતિઓ** : મર્મર, સંકેત, વિસ્મય, સર્ગ, વનાંચલ, પ્રતિભાવ વગેરે.

## માગણી

પ્રથમ દૃષ્ટિએ સીધા સાદા શબ્દોમાં બંધાયેલું આ નાનકડું કાવ્ય વાંચવામાંય સરળ લાગે છે. તથાપિ કવિ આપણને એવા બિંદુ પર લાવીને છોડી દે છે જેનું સમાધાન જલદી થઈ શકતું નથી. ઘણી વસ્તુઓ એવી હોય છે, જેની કિંમત, વસ્તુની ઉપસ્થિતિમાં ઝટ સમજાતી નથી. 'શૈશવ'ને તેમાંનું એક ગણાવી શકાય. નિર્દોષ, નિખાલસ, નિર્વિકાર આયુનો કટકો. બાલ્યકાળનાં સ્મરણ વાગોળવાં કોને મધુર ન લાગે ? એટલે તો મિતભાષી મર્યાદાપુરુષોત્તમ રામ અચાનક જ લક્ષ્મણની પાસે બોલી ઊઠેલા : ते हि नो दिवसाः गताः।

પંખીઓમાં કબૂતર તેની ભોળપને લીધે સૌને ગમે છે–તેની ભોળી નિર્દોષ આંખમાં રમતું શૈશવ ! કવિની રૂપક અલંકારની શબ્દપ્રયોજનસૂઝ પર માન નથી થતું ?

પહાડની શિલાઓના કોઈ પોલાણમાંથી ટપકતું પાણી એ પણ શુદ્ધતાનું જ પ્રતીક ને ? 'ટપ ટપ ટપકે પાણી'માં વર્ણસગાઈ તો છે જ પણ તેવી જ રીતે પસાર થતા દિવસોનોય ઇશારો છે એટલે જ સ્રોતો પછડાતું છતાંય વહેતું જ રહેતું યૌવન એ કવિની બીજી માગણી. કઠોર પહાણ શા કોઈ વંટોળથી પટકાઈને પૂરું થઈ જાય તે તો યૌવન જ ન કહેવાય ને ?

કવિની ત્રીજી માગણી છે – ક્યાંક 'છૂ' થઈ ગયેલી બાલ્યકાળની સ્મૃતિઓને શોધી આપવાની. સુઘરીના માળાના પ્રતીકમાં રહેલો સંકેત પણ સ્પષ્ટ જ છે ને ? આપણું જીવન પણ તે માળાની માફક તાણેવાણે વણાઈ ગયેલું નથી ? જીવનના તાણાવાણામાં – વ્યવહારની ગૂંચમાં – આપણને આશ્વાસન આપે છે વ્યતીત મધુર સ્મૃતિઓ. સ્મરણને હીંચકે બેસી મન અતીતમાં ફેરો નથી કરી આવતું ? પણ સ્મૃતિ 'સ્મૃતિ' જ રહે છે – ખોવાયેલું એ જીવન ક્યાં પાછું મળે તેમ છે ? કવિની માગણી 'માગણી' જ રહેતી હોવા છતાં ગત સમયનો મધુર આહ્લાદ માણી તો શકાય છે. આમ મધુર કાળનો મધુર આનંદ આપતું જાણે કે મધુર સ્વપ્ન માણવા મળે છે. 'માગણી' યથાનામા રહેતી હોવા છતાં મન પર મધુરપનો ભાર મૂકી, સ્મરણના ભારમાં આપણને છોડી જાય છે.

# હાઇકુ

જાપાની પ્રજાની હાઇકુ-હોક્કુ-તાંકા એ નામથી ઓળખાતી સાહિત્યક્ષેત્રે આગવી સર્જનસૃષ્ટિ છે. લઘુતામાં સૌંદર્યની-પૂર્ણતાની ઝાંખી કરાવતી આ 'હાઇકુ કૃતિઓ' અન્ય સાહિત્યપ્રકારની જેમ ગુજરાતી સાહિત્યમાં પ્રવેશી ચૂકી છે. એનો મોટો યશ શ્રી સ્નેહરશ્મિ, શ્રી હસમુખ પાઠક, શ્રી ઉશનસ્, શ્રી નિરંજન ભગત વગેરેને મળે છે.

હાઇકુનો પ્રકાર જાપાનમાં લગભગ સાતસો વર્ષ પહેલાંથી છે એમ કહેવામાં આવે છે. પરંતુ જે સત્તરાક્ષરી સ્વરૂપે આપણે એને આજ જોઈએ છીએ તેવી કૃતિઓ એના મહાન સર્જક બાશોનાં હાઇકુથી સત્તરમી સદીમાં જ મળવી શરૂ થઈ.

પુરાણા સમયમાં જાપાનમાં આ હાઇકુ ૫-૭-૫ અક્ષરોથી રચવામાં આવતું અને તેના ઉત્તરભાગમાં ૭-૭ અક્ષર કે શ્રુતિની પંક્તિઓ મુકાતી. કાળે કરીને દેડકાની પૂંછડીની જેમ ઉત્તર ભાગની સપ્તાક્ષરી પંક્તિઓ અલોપ થઈ અને પૂર્વ-ભાગની સત્તરાક્ષરી શ્રુતિ પ્રચલિત બની. ગુજરાતી સાહિત્યમાં (મોટે ભાગે) સત્તરાક્ષરીનો પ્રકાર સ્વીકારવામાં આવ્યો છે. એટલે હાઇકુના બંધારણમાં ૧૭ અક્ષરનું મહત્ત્વ સ્થિર થયું છે.

હાઈકુ તદ્દન સ્વતંત્ર, સ્વપર્યાપ્ત ઊર્મિકાવ્ય છે. એમાં વાચ્યાર્થ કરતાં વ્યંગ્યાર્થની ઓર મઝા છે. બંધારણમાં તે મંદાક્રાન્તા, શિખરિણી અને પૃથ્વી છંદની માફક ૧૭ અક્ષર ધરાવે છે, પરંતુ અહીં યતિનાં બંધન નથી. એ સ્વતંત્રપણે વિચરનારો પ્રકાર છે. એના અક્ષરો આડાઅવળા ગોઠવીને ચમત્કૃતિ ઉત્પન્ન કરી શકાયાનો એનો ગુણ છે. હાઇકુ પિંગળમુક્તિ ઉપરાંત પ્રાસમુક્તિ પણ અનુભવે છે. માત્ર બે (જ) બાબતો અનિવાર્ય ગણાય : (૧) ૧૭ શ્રુતિ (અક્ષર), (૨) હાઇકુલય. (વિચાર અને વાણીની એકવાક્યતા સધાય તેનો લય.) તેમ છતાં વિષય, સમય અને સ્થળ વચ્ચેના જીવંત સંબંધ અંગે અને સંવાદ અંગે હાઇકુમાં કવિએ પૂરી સજાગતા દાખવવાની હોય છે. આપણે ત્યાં મુક્તકોનો જે કાવ્યપ્રકાર જાણીતો છે તેમાં અને હાઇકુમાં એક વિશિષ્ટ ફેર છે. મુક્તકોમાં સાધારણ રીતે કવિ બોલતો સંભળાય છે; હાઇકુની લાક્ષણિકતા એ છે કે એનો કવિ બોલતો નથી - હાઇકુને બોલવા દે છે. કવિના અંતરના ભાવ હાઇકુના શબ્દો વ્યંજિત કરે છે.

એક ઉદાહરણ લઈએ —

સીમમાં ઊભી
વાટ એકલી રુએ
આખી રાત

— મુરલી ઠાકુર

વાટ ક્યાં હોય? એ સીમમાં, ખેતરમાં, જંગલમાં હોય. આવી વાટ એકલી પડી જાય છે અને જ્યારે પાદરે વળાવાયેલી અને સાસરે પરવરતી કન્યાની પેઠે એ પણ પોતાને એકલી (ખરી રીતે બીજો સાથ હોવા છતાં) કલ્પે છે અને તેથી એને ઓછું આવે છે. વાટ આડી હોય છતાંય કવિ એને ઊભી ઊભી રોતી કલ્પે છે. અને તે પણ રાતે - દિવસે નહીં. દિવસે તો વાટે ઘણાં જણ ચાલતાં રહે છે. એટલે એને સાથ મળે છે, પણ રાતે? વાટ હોવા છતાંયે કોઈ વાટે આવતું નથી!

નીચે આપેલાં હાઇકુ વાંચો અને અર્થબોધ તારવો.

[૧]

ફરતી પીંછી
અંધકારની : દીપ
નહીં રંગાય.

[૨]

પતંગિયું ત્યાં
થયું અલોપ, શૂન્ય
ગયું રંગાઈ.

-સ્નેહરશ્મિ

[૩]

મોર ધરાનો
પિચ્છ પ્રસારી નાચે;
વ્યોમ રંગાતો.

[૪]

તમરાં બોલે
રાત્રિરથનાં પૈડાં
ઊંજણ માગે.

-જયંત પાઠક
['સર્ગ'માંથી]

[૫]

આશાઘડૂલો
સરવરજલમાં
તરે એકલો.

[૬]

ઝાકળબિન્દુ
ચંદરમાનું આંસુ
લૂછે સૂરજ.

-મુરલી ઠાકુર

[૭]

ઉજ્જડ આભે
અમી ભરેલો ઊગે
ચાંદ રૂપેરી.

[૮]

થુવર વચ્ચે
પલાશ, ડાળે ખીલ્યાં
ફાગણ ફૂલ.

-એનભાઈ પંડ્યા

■

# શામળ ભટ્ટ

## [ આશરે ઈ. સ. ૧૬૯૦ થી ૧૭૬૯ ]

**વતન :** અમદાવાદ – ગોમતીપુર

**કૃતિઓ :** નંદબત્રીસી, સિંહાસનબત્રીસી, પદ્માવતી, સુડાબોતેરી, મદનમોહના વગેરે

## અંગદવિષ્ટિ

આપણા જૂના કવિઓમાં શામળ એક નોખી જ ભાત પાડે છે. તે સાંસારિક વાતોનો કવિ છે. ભક્તિ, જ્ઞાન તો સંસારડહાપણ માટે જેટલાં પૂરતાં જરૂરનાં છે તેટલાં પૂરતાં જ તે લાવે છે. સામાન્ય લોકોના મનોરંજન માટે જે ચાતુર્ય જોઈએ તે તેનામાં ભરપૂર છે. શામળ પદ્યવાર્તાનો કવિ છે.

અંગદવિષ્ટિમાં લડાઈ કરતા પહેલાં સુલેહ કરવાના પ્રયાસમાં જે લાંબી દૃષ્ટિ રહી છે તે શામળે વિવિધ દલીલો કરીને સ્પષ્ટ કરી છે. પણ વિષ્ટિ ચલાવનાર નબળો હોય તો તેનું કોઈ માને નહીં. એટલે અંગદ શૂરવીર છે પણ રામની આજ્ઞાથી તે વિષ્ટિ કરવા જાય છે તેવું કવિએ બતાવ્યું છે. સાથોસાથ પ્રતિપક્ષી અવળચંડા હોય ત્યાં વિષ્ટિ સફળ થતી નથી તે પણ છેવટે બતાવ્યું છે. પણ તે છતાંય વિષ્ટિ કરવાના પ્રયત્નનું એક ફળ તો આવે જ છે કે, લડાઈનો ચસકો લાગતો નથી અને લોકમત વિષ્ટિ કરવા ઇચ્છનારને પક્ષે ઢળે છે.

વિવિધ છંદોનો આ વિષ્ટિમાં જે ઉપયોગ કર્યો છે તે એ વખતના ભાવને માટે કેટલો બધો સાર્થક છે તે પણ ખ્યાલમાં રાખવા જેવું છે.

## અંગદવિષ્ટિ

[ દુહો ]

રામ – અંગદકું કહે રામ, કામ કરનેકું જાઓ;
રાવનસેં કર બાત, વિષ્ટિ કર બેગે આઓ.

અંગદ – કહે અંગદ કર જોરકે, નિર્ગુનસો કહા નેહ;
કહા અગર ખર કાકકું, જૈસા ઊખર મેહ.

રામ – સો બાતનકી બાત યે, મોકું સુખ મિલાઓ;
તો અંગદ તુમ લંકમેં, બિષ્ટિ કરને જાઓ.

[ સોરઠા ]

અંગદ – કહો લ્યાઉં દશશીશ, બાંધી લ્યાઉં સબ ધીરસું;
કહો તોડું ગઢ બંક, નાખું લંક સબ નીરસું.

[ દુહો ]

રામ – બેર બેર મેં કા કહું, અંગદ તુજસેં આપ;
ગુન્હો તકસીર દશકંધકો, મેલ કરો તુમ માફ.
લંક બાળવી નવ પડે, રૈયત નવ લૂંટાય;
શત ગાયોનાં શિંગડાં, તેથી ટાઢાં થાય.

[ સવૈયા ]

અંગદ – હુકમ હોય હજૂરી કેરો, શોપી નાંખું બધો સાયર;
હુકમ હોય હજૂરી કેરો, મહા કામ કરવા છું માયર;
હુકમ હોય હજૂરી કેરો, જુદ્ધે જોર કરું હું જાહર,
કાસદકામ સોંપ્યું કયમ મુજને, છેક મુને કેમ કીધો કાયર ?

[ દુહો ]

રામ – કાયર તુજને કયમ કહું, સાયર શૂર સરદાર,
જાહર છો મહા જોદ્ધમાં, અપરંપાર અપાર.

[ ઝૂલણું ]

અંગદ – કહો તો ગઢ લંકના સહસ્ર કટકા કરું,
ઢંઢોળીને કરું ધૂળધાણી,
કહો તો હું સાત સાગરજળ શોપીને,
આળપંપાળ કરું પૂરપાણી,
કહો તો રાક્ષસ બધા રોળી નાખું વળી,
જો વદો વદન મહારાજ વાણી,
કહો તો દશકંધનું દેહવટ વાળીને,
રોવરાવું બધી રાવરાણી.

[ સવૈયા ]

રામ – રામ કહે સાંભળ રે અંગદ, ધર્મબુદ્ધિ હમણાં તો ધારો;
કહ્યું કરશે નહીં એ હંકારી, ભારે સર્પતણો છે ભારો;

સાગટી નામે માર કહું નહિ, મોટા વાંક ન કાઢે મારો;
પાપી પહેલ કાઢે આગળથી, પૂંઠે રાજ તમારો વારો.

અંગદ – રાજ તમારે મુખ કયમ બોલું;
જાણે હુકમ થયો તે જવાયું;
ગુણહીણો દેશે મુખ ગાળો,
ભાંડ બોલશે એહ ભવાયું;
શત્રુવચન કયમ સાંખી રહીશું,
તેહ દુખે મુજ તંન તવાયું;
સામળ સ્વામી કહો તે કહીએ,
લક્ષવસા એ વચન સવાયું.

[ છપ્પા ]

રામ – સામદ શૂર સાબાશ, વખાણ કરું શાં વાતે,
હેતે મૂક્યો શિર હાથ, રીઝ થકી રઘુનાથે;
મમત ન મૂકશો માન, નૃપતિને ન કરો નમણાં,
ગુણહીણો દે ગાળ, બોલ કહેજો ત્યાં બમણાં,
વળી સામ દામ ભેદ કરી, વિષ્ટિ વધારી વાધજો,
મૂરખનું મન માને નહીં, શૂરપણું ત્યાં સાધજો.

કવિ – અંગદ હરખ્યો મન, હવે મન માન્યું મારું,
ગમતી કરશું ગોઠ, ધીયમાં જેતી ધારું.
ચાલ્યો અંગદ ચોંપથી, મુખ જપતો શ્રીરામ;
પોતે આવ્યો પાંસરો, જ્યાં રાવણનું ધામ.

અંગદ – રામચંદ્રની નાર સીતા સતી માતા મોરી,
દૈત્ય દાનવ કો દુષ્ટ, ચંડાળ કરી લાવ્યો ચોરી;
દયાનિધિ દાતાર, ધર્મ હજુ મનમાં ધારે,
પાછી આપે જો સીત, તો એને નવ મારે.

[ દુહા ]

કવિ – વાંકાં વચન શ્રાવણે સુણી, ચડી રાવણને રીસ,
પગની જ્વાળા પ્રગટી તે, જઈને ભેદી શીશ.
વાઘ વળી વકારિયો, શુભ છંછેડયો સાપ;
સિંહ પંખાળો પાખરો, અતલીબળ એ આપ.

[ ઝૂલણા ]

રાવણ – કોણ તુજ નામ ને ગામ ને ઠામ કહે,
કામ કશું છે પશુ ભૂપ સાથે,
કો તણો મોકલ્યો હ્યાં લગી આવિયો,
આભ બાધો ભરે બાંય બાથે ?

અંગદ – વાળીનો પુત્ર ઘરસૂત્ર શુભ પર્વતિ,
નામ અંગદ મારું હરખ એવા,
શરણ રહું છું રઘુનાથનાં ચરણની,
દેવનો દેવ અધિદેવ દેવા !
ધૂમ્રપાને કરી ધ્યાન જોગી ધરે,
ઇંદ્ર બ્રહ્મા કરે ઈશ સેવા;
તે તણી નારને તસ્કરી લાવિયો,
લંક લગી આવિયો સૂધ લેવા.

રાવણ – જા અલ્યા જીવતો કહે તારા રામને,
ગામ કેમ આવિયો ધામ ધાતો,
દેહ દીઠી નથી તેં દશાનન તણી,
કાન સુણી નથી વેણ વાતો,
કુંભકર્ણ આળસ તજી ઊઠશે,
લાખ સવા મણ ખીચ ખાતો,
ક્રોડ બોતેર ને પદ્મ અઢારમાં
ઝાંખશો નહિ કોણ એક જાતો.

અંગદ – અલ્યા રામ આગળ કશી વાત તે તાહરી,
[1]શ્વાનની વાત શી સિંહ સાથે,
રંક કીરત કહે રાજરાજેન્દ્રને,
લાભ શો લીજીએ તેહ ત્યાંયે;
દેખાડ તાહરો ડાહ્યરો દળપતિ,
માહરો બળ સહે બાંય બાથે,
ક્રોડ કુંભાતણા માન મોડું અતિ,
એવી હું હોંસ રાખું છું હાથે.

રાવણ – અંગદા અંગમાં શેં તું સમજે નહીં,
કૂખ કાયરતણી તું જ આવ્યો !

કપૂત વાળીતણા કુળ વિષે અવતર્યો,
કે શકે નીચનું થાન ધાવ્યો !
શતક કટકા કર્યા તાત તારાતણા,
તેતણી ભક્તિમાં ભૂર ભાવ્યો !
વાનરા સર્વનો ઘાટ ઘડાવવા,
લખવસા લક્ષ્મણો આંહીં લાવ્યો !

અંગદ – પાષાણ અજ્ઞને પ્રીછવું કેટલું,
જેહમાં ગુણ નહિ જ્ઞાન જ્ઞાતા,
વીશ છે નેત્ર પણ અંધ વપુએ થયો,
શોધતો શેં નથી ચિત્ત ચાહતા;
જે કરે જેટલું ભોગ તે ભોગવે,
તે તમો દેખશો ધંધ ધાતા,
વાળી વૈકુંઠપદ પામિયો પ્રીતથી,
રામજી મુક્તિપદ દિવ્ય દાતા.

રાવણ – કાપડી વેષ લઈ વન વિષે જે ફરે,
શીશ જટા ધરે સંગ સારો,
સીતની શુદ્ધ નવ માસ નીરખી નહીં,
આજ સાગરતણો દીઠ આરો,
લાવિયો રીંછ લંગૂર લખ કોટિધા,
માનવી મૂળ મુખવાસ મારો;
લંકપતિ છત્રપતિ રાય રાવણ સાથે,
રાઢમાં જીતશે રામ તારો !

અંગદ – એક કિંકર અહીં આવશે રામનો,
તે નહીં તાહરો બોલ સાંખે,
તાત મારાતણી કીર્તિના કવિ તમો,
હું ખમું બોલ જે ભૂંડ ભાખે,
અન્ય જણને ઓશિયાળ શી તાહરી
જો ઘડી એકમાં જોર ઝાંખે,
લંક પરલંક એ અંક એકે ભરી,
નિમિષમાં નિધિતણે નીર નાંખે !

રાવણ – કહે દશાનન સુણો વાલીકા દીકરા,
પ્રીત સંભાર તું પેરપૂઠી;
રામ ઉપર તને હેત કયમ ઊપજે,
તાતને મારિયો કાળ કૂટી,
પિંડ પાળે તારું વેર વાળે નહીં,
પેટની વેઠમાં વાટ ઊઠી;
કર અહીં ચાકરી બાંધ ત્યાં બાકરી,
રામશું રાઢ કર આવ ઊઠી.

અંગદ – બુદ્ધિબળહીણ તું ક્ષીણ આયુષ થયો,
રાવણ મૂઢ મુખ શું જ ભાખ્યું,
રાજ મહારાજ અધિરાજજી કેરડાં,
દર્શનો નિત્ય હું દિવ્ય દાખું;
સહ અમૃત રત્નખાણ પૂર પ્રેમની,
તે તજી ઝેર નીરવત ચાખું,
સ્વામી સામળ તણા ચરણ પ્રતાપથી,
તુજ સમા કિંકરા ક્રોડ રાખું!

રાવણ – વધતું વેણ વદે અલ્યા વનચરા,
કેટલી બુદ્ધિ તરતીબ તારી,
પ્રાશન કરે પીલવાં વાલિયો વાનરો,
મોટાઈ જુઓ એણે નાંખ્યો મારી?
તાડકા તારુણી રાંકડી રંડ એ,
જીતિયો નીચ નિર્માલ્ય નારી;
રામનાં કામ જાણે બધા જગતમાં,
ધીર એ વીર બે ધર્મધારી.

અંગદ – ત્ર્યંબક જ્યાં ત્રોડિયું માન તુજ મોડિયું,
છોડિયો ત્યાં તુંને ધર્મ હાર્યો,
દશ મસ્તક દક્ષમાં રાખિયો કક્ષમાં
પલક એક પક્ષમાં હોડ હાર્યો;
કોટિ રાક્ષસ હણ્યા ભય તેના નવ ગણ્યા,
વેદ ભણિયા હવે તુજ વારો;

અવતર્યો,
કપૂત વાળીતણા કુળ વિષે
કે શકે નીચનું થાન ધાવ્યો !
શતક કટકા કર્યા તાત તારાતણા,
તેતણી ભક્તિમાં ભૂર ભાવ્યો !
વાનરા સર્વનો ઘાટ ઘડાવવા,
લખવસા લક્ષ્મણો આંહીં લાવ્યો !

અંગદ – પાષાણ અજ્ઞને પ્રીછવું કેટલું,
જેહમાં ગુણ નહિ જ્ઞાન જ્ઞાતા,
વીશ છે નેત્ર પણ અંધ વપુએ થયો,
શોધતો શું નથી ચિત્ત ચાહતા;
જે કરે જેટલું ભોગ તે ભોગવે,
તે તમો દેખશો ધંધ ધાતા,
વાળી વૈકુંઠપદ પામિયો પ્રીતથી,
રામજી મુક્તિપદ દિવ્ય દાતા.

રાવણ – કાપડી વેષ લઈ વન વિષે જે ફરે,
શીશ જટા ધરે સંગ સારો,
સીતની શુદ્ધ નવ માસ નીરખી નહીં,
આજ સાગરતણો દીઠ આરો,
લાવિયો રીંછ લંગૂર લખ કોટિધા,
માનવી મૂળ મુખવાસ મારો;
લંકપતિ છત્રપતિ રાય રાવણ સાથે,
રણમાં જીતશે રામ તારો !

અંગદ – એક કિંકર અહીં આવશે રામનો,
તે નહીં તાહરો બોલ સાંખે,
તાત મારાતણી કીર્તિના કવિ તમો,
હું ખમું બોલ જે ભૂંડ ભાખે,
અન્ય જણને ઓશિયાળ શી તાહરી
જો ધરી એકમાં જોર આંખે,
લંક પરલંક એ અંક એકે ભરી,
નિમિષમાં નિધિતણે નીર નાંખે !

રાવણ – કહે દશાનન સુણો વાલીકા દીકરા,
પ્રીત સંભાર તું પેરપૂઠી;
રામ ઉપર તને હેત કયમ ઊપજે,
તાતને મારિયો કાળ કૂટી,
પિંડ પાળે તારું વેર વાળે નહીં,
પેટની વેઠમાં વાટ ઊઠી;
કર અહીં ચાકરી બાંધ ત્યાં બાકરી,
રામશું રાઢ કર આવ ઊઠી.
અંગદ – બુદ્ધિબળહીણ તું ક્ષીણ આયુષ થયો,
રાવણ મૂઢ મુખ શું જ ભાખ્યું,
રાજ મહારાજ અધિરાજજી કેરડાં,
દર્શનો નિત્ય હું દિવ્ય દાખું;
રાદ અમૃત રત્નખાણ પૂર પ્રેમની,
તે તજી ઝેર નીરવત ચાખું,
સ્વામી શામળ તણા ચરણ પ્રતાપથી,
તુજ સમા કિંકરા કોડ રાખું !
રાવણ – વધતું વેણ વદે અલ્યા વનચરા,
કેટલી બુદ્ધિ તરતીબ તારી,
પ્રાશન કરે પીલવાં વાલિયો વાનરો,
મોટાઈ જુઓ એણે નાંખ્યો મારી ?
તાડકા તારુણી રાંકડી રંડ એ,
જીતિયો નીચ નિર્માલ્ય નારી;
રામનાં કામ જાણે બધા જગતમાં,
ધીર એ વીર બે ધર્મધારી.
અંગદ – ત્રાંબક જ્યાં ત્રોડિયું માન તુજ મોડિયું,
છોડિયો ત્યાં તુંને ધર્મ હાર્યો,
દશ મસ્તક દક્ષમાં રાખિયો કક્ષમાં
પલક એક પક્ષમાં હોડ હાર્યો;
કોટિ રાક્ષસ હણ્યા ભાગ તેના નવ ગણ્યા,
વેદ ભણિયા હવે તુજ વારો;

મારવો રંકને, લૂંટવી લંકને,
પાપથી ઓસરે રામ મારો !

[ છપ્પા ]

રાવણ – બોલે વધતા બોલ, તોલ ખુએ છે તારું,
રવિ સામા નાંખે રેણુ, માન ઘટે નહિ મારું;
આયુષ તારું અલ્પ, એક ઘડીમાં આવ્યું,
તાતનું લેતાં વેર, ભાગ્ય ભૂંડું ભાવ્યું;
શત્રુને જઈ શરણે રહ્યો, પાવક ઊઠો તુજ પેટમાં !
અવતાર અફળ તારો ગયો, વેર ન વાળ્યું વેઠમાં,

અંગદ – અન્યાઈ બોલે આળ, ગાળ ગુણહીણા દે છે,
અધર્મી અવતાર, ભાર શું માથે લે છે;
મુજને તુજ પર હેત, ખેદ રાખી નહીં ખીજું,
આપણ બંને ભ્રાત, બતાવું કારણ બીજું;
જો વાળી તાત છે આપણા, છીએ સહોદર સુખમાં,
તુજને રાખ્યો 'તો કાખમાં, મુજને રાખ્યો 'તો કૂખમાં !

[ સવૈયા ]

રાવણ – રંકની જાત તે રત્ન શું ઓળખે,
આખર ચેતન ચાકરનો,
ગરીબતણે ઘેર પેટ ભરે તે,
ઠાઠ શું જાણે ઠાકરનો;
મેરુતણો મહિમા નવ પ્રીછે,
કરે વખાણ તે કાંકરનો,
'ખાખરની ખિલોડી' અંગદ,
સ્વાદ શું જાણે સાકરનો ?

[ ઝૂલણા ]

અંગદ – આરોગિયાં અમૃતફળ જેણે અતિ ઘણાં,
તેહને ઝેર તે કૂણ લેખે,
હાર પહેર્યા જેણે હેમ મોતી તણા,
કાચ કથીર કૂણ મૂઠ ચેખે,

પદ્મિની પારખી જેમણે પ્રેમદા,
શંખણી દાખું તે લાભ લેખે,
રામ હૃદે વસ્યો ત્યાંય રાવણ કસ્યો,
માન સાચું નહીં મીનમેખે.

રાવણ – કોડ તેત્રીશ તો દેવ સેવે સદા,
સાત સાગરતણી ખાડ ખાઈ,
ધરસૂત્ર કંચનતણા પુત્ર શત લખસવા,
કુંભકો પ્રાક્રમી ભરત ભાઈ,
દશ શીશ વીસ ભુજા બાહુબળ ઘણું,
જગત જીવે મારા ગુણ ગાઈ,
અંગદ અંગ શતખંડ તારાં કરું,
રામની વાનરા શી બડાઈ!

અંગદ – રામની આગળે અળશિયાં જેમ ફરે,
સિંહને આગળે શ્વાન સોનું,
કંચન કથીર જેમ કેળ ને કાચકી ને,
અમૃતરસ આગળે વિખ બોણું,
વેદ જોડે જેમ ભેદ પાખંડના,
દર્શન આગળે જોષ જોણું,
રામજી આગળે રાવણ ત્યમ તમો,
ગાનગુરુ આગળે રાંડરોણું;
લંક બાધી બળી તોય સમજ્યો નહીં,
અશોકવાડી તણો શોક કીધો,
આળપંપાળ કર્યાં નીર અર્ણવતણાં,
પ્રૌઢ પયોનિધિ પાજ પીધો,
કુંવર તુજ રત્નશો રણમાં રોળિયો,
રીત આણ્યાથી શો લોભ લીધો,
જ્ન વિભીષણ મળ્યો ભ્રાત રઘુનાથને,
દેશ લંકાતણો નાથ કીધો.

રાવણ – કોડ એક પુત્રથી આંહીં ઓછું કશું,
હેમ પટ આગળે એક ધાગો,

અમો,
સમૃદ્ધિ ઘણી ભાઈની ભોમ લીધી
એક એકાકી એ ભૂર ભાગ્યો;
રત્નચિંતામણિ ખાણ કંઈ કોટિધા,
નાગા નર જેવાને એક વાગો,
સિંધુમાં બિંદુ મૂંડાંમાંય મૂઠડી,
"એક ખજૂરાતણો ચરણ ભાંગ્યો!"

[ છપ્પા ]

જમ ચોકી કરનાર, લંક કેડે હરનિશે,
ગ્રહે ન દે કોઈ નામ, વરદાન એ આપ્યું ઈશે;
ચાંપે પનોતી ચરણ, કરમ કર જોડી રહે છે,
અષ્ટોત્તરશત વ્યાધ, ખમા ખમા નિત કહે છે.
નિકટ મોત નહીં નગરમાં માઝા કૂણ લોપે મારી,
જશવંતા રાવણ જીતે જશ, જુગ બાધામાં જારી.

અંગદ – ઈશ હતા તુજ શીશ, તે ગુણ ઘાટ ઘોળાણું,
ચૌદ ચોકડી રાજ, રિદ્ધ સિધ સર્વ રોળાણું;
આયુશ થઈ ગયું અલ્પ, સતી સીતાને શાપે,
પરવાર્યું જપપુણ્ય, પ્રેમદા હરી તે પાપે.
દિવસ બે ચાર દસ બારમાં, લંકાગઢ તારું ગયું,
હજૂર મોત આવ્યું હવે, રાજ વિભીષણનું થયું.

રાવણ – રામના દંતમાં દેઈ, સીતાજી હું હરી લાવ્યો,
રોતો ફરતો રાન, દશ માસે અહીં આવ્યો;
પામર કેરી પેર, ભિખારી ભાવે ભમતો,
માંકડ ફૂકડમાંય, રહ્યો રાજી થઈ રમતો;
મરદ મુછાળા પાસથી, કઠણ લેવી છે કામિની,
જાઓ જાઓ મૂકું જીવતા, જરૂર આજની જામિની.

અંગદ – મરદ મુછાળો હોય, તેહ શીદ થાય ભિખારી,
નરપતિ હોય નરેંદ્ર, ચોરે તે કાં પરનારી;
સામદ હોયે શૂર, રદ્ધિપતિ રાવ કે રાણા,
તે શીદ પાડે બૂમ, કાર્મુકે કર ચંપાણા;

ઊંચા અધર્મ નવ આચરે, ભૂંડા બોલે ભાંડમાં,
તોલ ઘટે તુંને મારતાં, રામને મન તું રાંડમાં.

[ કવિત ]

રાવણ – દાવે બોલ્યો દશકંધ, ધાકડો કરે છે ધંધ,
બાંધી લ્યો ને એને બંધ, મારી નાખો મૂઢને;
ફોડી નાંખો એનો ફંદ, છંછેડીને કરો છંદ,
મોટમ એની કરો મંદ, કાઢી નાંખો કૂડને;
મૂછ પૂછ કૂછ કાપો, તન એનું તાપે તાપો,
અધિક એ લહાણ આપો, પ્રાજે કરો પ્રૌઢને;
વાનરો આવ્યો છે વાસે, પોકાર કરે છે પાસે,
ઉડાવી નાંખો આકાશે, આકડાના તૂરને.

[ ઝૂલણા ]

અંગદ – કૂડ બોલે અલ્યા કુંવર કૈકસીતણા,
નાક છેદન કરું નિમિષ નાથે,
જીવનાં જોર દેખાડવા માંડિયું
જોર હો તો વળગ બાંય બાથે;
પ્રીતથી પ્રત્યુત્તર કરે તો હું પરવરું,
હુકમ નથી રાઘનો તુજ સાથે,
લેખ લખ્યા બ્રહ્મતણા લક્ષવસા,
રાવણતણું મોત શ્રીરામ હાથે.

રાવણ – ટેંટશં દાદુરાં ખેલતાં ખાબડે,
તેમને હોંસ થઈ સિંધુ તરવા,
કાગલાં, બગલાં મેડકાં માણતાં
ચાહ્ય તે ચિત્ત મોતી જઈ ચરવા;
કાપડ્યાં બાગડ્યાં ડાભડાં પહેરતાં
આવિયાં ઊંડળે આભ ભરવા,
કીડને પાંખ આવી તે તો તરફડે,
મરણ આવ્યું માથે મેલ મરવા.

[ છપ્પા ]

રામ સરખા શત્રુમાંય, રાખું છું હું હજારા,
અટવાશે જીવ અનેક, વાનર તે રીંછ બચારા;

ઇંદ્રજિતની આણ, હાક ફરશે રણ માંહે,
દઢતા થઈને પાગ, કોણ ટકાવે ત્યાંહે.
કુંભકર્ણ ભૂપ ભુખાળુવો, દેખતે પ્રાશન કરે,
મૂરખ મન વિચાર કર, વાનર દેખી તે કયમ ડરે?

અંગદ- વાનર તે તો વાળિ, કક્ષમાં રાખ્યો તુજને,
એકસો સિત્તેર દિન્ન, મૂર્ખ કહેવડાવે મુજને;
વાનર તે હનુમાન, અશોકવન બાળ્યું જેણે,
વાનર તે નળ નામ, પહાણ તાર્યા જળ જેણે,
એ વાનર અંગદ સારખા, રંક કિંકર શું કહું કથી;
સુગ્રીવ સુભટ નર સરખા, નરપત તેં દીઠા નથી.

રાવણ- રાવણ કહે રે મૂઢ, પહાણથી દીસે પ્રૌઢો,
મૂરખનો મહિપતિ, જગમાં નહીં તુજ જોડો;
નફટ તણો નરેન્દ્ર, અધિક દીસે છે અનાડી,
વખાણીને વાત, કરે કરવી હોય ચાડી;
જે ડાહ્યો હોય તે દલ ધરે, સંક્ષેપે શિક્ષા લહે,
અંગદ શાં વગદાં કરે, કહે કેમ ઊભો રહે.

અંગદ- ઊગરે કો એક જીવ, ત્યાંય બોલીએ જૂઠું,
ઊગરે કો એક જીવ, કરીએ દીઠું અદીઠું;
ઊગરે કો એક જીવ, અક્કલ ફેલાવું આડી,
ઊગરે કો એક જીવ, કરીએ ચોરી કે ચાડી.
હાંકી કાઢે છે હઠ કરી, તોય ઊભો છું બારણે,
અંગદ કહે સુણ રાવણા, જીવ જીવાવણ કારણે.

રાવણ- ઉગારવા આવ્યો દેહ, ઉગારવાં વાનર રીંછાં,
તે ઊડશે આકાશ, કાગ તણાં જયમ પીંછાં;
કોય સતી નવ થાય, પતિ કો અવર મરંતે,
આપ ન ભાળે ભૂખ, પારકું પેટ ભરંતે;
પ્રાક્રમ પરમારથ તાહરું, કૂડ કપટ કરવા કામનું,
પિતા માર્યા તે પ્રેમથી, રૂડું ચિંતશે રામનું.

અંગદ – ઈંદ્રજિત સરખો તંન, તેહ તુજ રણ રોળાશે,
કુંભકર્ણ સરખો જોધ, ચાંચડવત તે ચોળાશે;
સાત લાખ પ્રૌઢા પુત્ર, કાયર થઈ કુટાશે,
રત્ન ખાણની રિદ્ધ, લંક લક્ષ્મી લૂંટાશે;

તું શિવ વરદાનથી શૂર છે, માનમગ્ન છે મન થકી,
તુજ શીશથી ઈશ અળગા થયા, સીતા હરી તે દિન થકી.

રાવણ – રાવણ કહે રામદુવાઈ, દેઉં છું અંગદ તુજને,
પલક ટકાવે પાગ, ફરી ઉત્તર દે મુજને;
શરમ નવ રાખીશ, જરૂર કહેણ ત્યાં જઈને,
વધારજે મુજ વેર, પ્રીતથી તેનો થઈને,

જે મૂછ ધરાવે મુખ પર, નીર વધારો નામનું,
રાવણ કહે આવો અહીં, મારે કામ છે રામનું.

અંગદ – અંગદ કહે સાબાશ, હોડ હઠ હિંમત તારી,
તુજમાં પ્રાક્રમ પ્રૌઢ, ખરી નીશા થઈ મારી;
ભલું રામશું વેર, ભલું ગંગામાં મરવું,
ભલું ગયાવ્રત માંય, દંડ જે ભારે ભરવું;

ભલું પુત્ર શિષ્યને વિપ્રથી, હોડે કોડે હારવું,
ભલું મોત રાવણ તણું, જે રામને હાથે મરવું.

જઉં હવે જરૂર, વચન કહું છું એક છેલ્લું,
ખમું છું તારી ગાળ, મમત તુજ સાથે મેલું;
પૂછ ઘેર તારી નાર, મંદોદરી શુભ સતીશું,
કહે તો માંડવી રાઢ, લક્ષ્મણ જોગ જતીશું;

પૂછી આવો તમે પુરપતિ, ત્યાર સુધી ઊભો રહું,
એમ કરતાં તમો ઊગરો, ઉપદેશ સત્ય સાચો કહું.

રાવણ – અંગદ અક્કલના હીણ, વચન તું જો વિચારી,
નવખંડ તણો નરેન્દ્ર, શીખ શી દેશે નારી;
રામા વશ તે રામ, ક્રોડ વસાએ કહાવે,
પરવશ પડી તે પાશ, ઈહાં અથડાતો આવે;

નારનાં કહ્યાં તે નર કરે, નપુંસક નારે જીતિયાં,
રામાને રાવણ પૂછે નહીં, એ રામતણે ઘેર રીતિયાં.

રામ તણી તુંને આણ, વદે અંગદ તું વાણી,
રામ તણી તુંને આણ, પલક પીવા રહે પાણી;
રામ તણી તુંને આણ, હવે જો જીભ હલાવે,
રામ તણી તુંને આણ, જો તું ચરણ ન ચલાવે;
રામ આણથી કહે જઈ તહીં, જહીં સેન સકળ છે તમતણું,
રાવણે કહાવ્યું રામથી, મહિમા દેખાડ મોટપપણું.

કવિ – ઊડયો સુણી આકાશ, અંગદ અતળબળ આપે,
મહિમા વધારી માન, રામ રજચરણ પ્રતાપે;
દંડવત કીધા દશવીશ, શીશ નમાવ્યું નેહે,
સુખનું સાગર સર્વ, દૈવત પામ્યા સહુ દેહે,
શીશ મૂકયો હાથ, વાતો પૂછી રઘુનાથે,
રામ – વિષ્ટિની કહો વાત, રીઝ થઈ રાવણ સાથે.
સીતાને સહજે આપશે, કે કરવી રાઢ પડશે ઘણી,
અંગદને એમ પૂછિયું, કોટિ બ્રહ્માંડ કેરા ધણી.

અંગદ – વાલીસુત કહે વાત, એની મેં કેમ કહેવાયે,
નથી સમજ્યો નરેન્દ્ર, અહંકારી એવો રાયે;
સામ દામ ને ભેદ, કર્યો તે જુગતે ઝાઝા,
જેમ પથ્થર પર નીર, માને નહીં રાવણ રાજા;
કરગરી કહ્યું મેં કોટિધા, આંચ દેખાડી અતિ ઘણી,
પેરપેર મેં પ્રીછવ્યો, ડગ્યો નહીં એ લંક ધણી.

['અંગદવિષ્ટિ' સંક્ષિપ્ત]

## શબ્દો

**અગર** – ચંદન, સુખડ. **ઊખર** – જેમાં કાંઈ પાકે નહીં તેવી ખારી જમીન. **દશશીશ** – દશ માથાંવાળો; રાવણ. **અંક** – વાંકું, અટપટું. **એર એર** – ફરીફરીને, વારંવાર. **તકસીર** – ભૂલ, કસૂર. **મેલ** – અજ્ઞાન, મનનો મેલ, દ્વેષ. **હજૂરી** – 'આપ' અર્થનો દરબારી વિવેકમાં વપરાતો શબ્દ. **શોષી** – સૂકવી. **સાયર** – સાગર. **સાયર** – શક્તિમાન. **જાહર** – પ્રગટ. **કાસદ** – સંદેશો આપનાર – લઈ જનાર માણસ, ખેપિયો. **સાયરશૂર** – શૌર્યનો સાગર. **પર્મબુદ્ધિ** – ઉત્તમ બુદ્ધિ, ઉદારતા. **ભાંડ બોલશે એહ ભવાયું** – બીભત્સ બોલીને ફજેતી કરશે. **તંન તવાયું** – શરીર સુકાયું. **રીઝ** – પ્રસન્નતા. **મમત** – આગ્રહ. **માન** – સ્વમાન. **નમણાં** – નમન. **ધીયમાં** – બુદ્ધિમાં. **જેતી** – જેટલી. **ચોંપથી** – ઉત્સાહથી. **દયાનિધિ** – દયાનો ભંડાર. **દાતાર** –

ઉદાર, દાન આપનાર. **શ્રવણે** – કાને. **વકારિયો** – વીફર્યો. **પાખર** – બખ્તર. **અતલીબળ** – અતુલ બળ. (સિંહ – મૂળમાં સિંહ, તે વળી પાંખોવાળો થાય તો તેની ગતિ ખૂબ વધી જાય, અને તેને જો બખ્તર મળી જાય તો તો વળી દુર્ભેદ્ય જ બની જાય. પછી તે અતુલબળ જ થાય ને!) **ઠામ** – ઠેકાણું. **ભૂપ** – રાજા. **હ્યાં** – અહીં. **ધ્રૂમપાને** – કેટલાક યોગી ઊંધે માથે ઝાડે લટકી, નીચે ધૂણી સળગાવી તેની ધુમાડીનું પાન કરે છે. **તસ્કરી** – ચોરી. **સૂધ** – ભાળ, ખબર. **કોડ** – કરોડ (૧,૦૦,૦૦,૦૦૦). **પદ્મ** – મહાપદ્મ, એકડા ઉપર બાર મીંડાં જેટલી સંખ્યા. **શ્વાન** – કૂતરો. **કીરત** – કીર્તિ. **રંક** – દરિદ્ર. રંક પોતાની કીર્તિની વાર્તા રાજરાજેન્દ્રને કહે તેમાં શો ફાયદો? **ડાહ્યરો દળપતિ** – ડાહ્યો સેનાપતિ. **માન મોડું** – માન ઉતારું. **થાન** – સ્તન. **શતક** – સો. **તાત** – પિતા. **ભૂર** – ભૂરિ, ખૂબ, વધારે. **ભૂર ભાવ્યો** – ખૂબ હરખાયો. **ભાવ્યો** – ગમ્યો. **લખવસા** – અનેક રીતે, લાખ રીતે. **પાષાણ** – પથ્થર. **અજ્ઞ** – અજ્ઞાની, **પ્રીછવું** – સમજાવવું. (**પાષાણ૦** પથ્થર અને અજ્ઞાનીને કેટલું સમજાવવું કે જેને જ્ઞાન અને જ્ઞાતાની સૂધ નથી.) **વપુ** – કાયા. **ધંધ ધાતા** – કજિયા તરફ દોડતો. **કાપડી** – સાધુ, સંન્યાસી. **લંગૂર** – વાંદરો. **લખકોટિધા** – લાખો-કરોડો. **રાઢ** – યુદ્ધ, લડાઈ. **કિંકર** – ચાકર. **ભૂંડ** – ભૂંડા. **ઝાંખે** – બતાવે. **પેરપૂઠી** – પાછલી વાડી. **પેટની વેઠે** – પેટને ખાતર. **વાટ ઊઠી** – અવળી વાટ. **બાકરી બાંધવી** – વેર કરવું, ત્યાગ કરવો. **ક્ષીણ** – દુર્બળ. **કેરડાં** – કેરાં. **નીરવત** – નિરવધિ, ઉપરથી પુષ્કળ, અસીમ, સદા, હમેશ. **તરતીબ** – યુક્તિ. **આશન** – ખાવું. **પીલવાં** – કુમળાં પાંદડાં. **રંડ** – સ્ત્રી. **ત્ર્યંબક** – શિવધનુષ્ય. **ત્રોડિયું** – તોડી નાખ્યું. **મોડિયું** – તોડયું. **દક્ષમાં** – દક્ષતાથી, કુશળતાથી. **વેદભાણચા** – રાવણ. રાવણ વેદનો જાણકાર હતો. **રેણુ** – ધૂળ, રજ. **વેઠ** – વગર દામનું વેતરું. **પાવક** – અગ્નિ. **આળ** – ખોટો આરોપ, કલંક. **ખેદ** – સંતાપ, દુઃખ. **સહોદર** – ભાઈ. **ઠાઠ** – ઠઠારો, દેખાવ. **ઓળે** – ઓળખે. **હેમ** – સોનું. **કૂણ પૂઠ પેખે** – (કાચકથીર)ની પાછળ કોણ નજર કરે. **પદ્મિની** – ઉત્તમ પ્રકારની સ્ત્રી. **પ્રમદા** – સુંદર સ્ત્રી. **શંખણી** – કર્કશા, કનિષ્ઠ પ્રકારની સ્ત્રી. (**શંખણી૦** શંખણી બતાવીએ તો તેને લાભ ગણે ખરો?) **મીનમેખે** – મીનથી મેષ રાશિ સુધીમાં પણ નહીં. **કાચકી** – કાચકી નામની વનસ્પતિ. **અર્ણવ** – સમુદ્ર. **પયોનિધિ** – સમુદ્ર. **પટ** – આખું વસ્ત્ર. **રત્નચિંતામણિ** – ચિંતવેલું આપે તેવો મણિ. **મૂંડો** – સો મણનું વજન, એક માપ. **જમ** – યમ. **હરનિશ** – દિવસ અને રાત. **ગ્રહે** – પકડે. **ઈશ** – ઈશ્વર, મહાદેવ. **કરમ** – વિધાતા, નસીબ. **વ્યાધ** – વ્યાધિ. **દંતમાં દેઈ** – દાંતમાં દઈને. **રાન** – વગડો, જંગલ. **પામર** – ક્ષુદ્ર. **પેર** – રીત. **માંકડ** – માકડું, વાંદરું. **કામિની** – સ્ત્રી. **જામિની** – રાત, યામિની. **કાર્મુક** – ધનુષ્ય. **ભાંડમાં** – અસભ્ય રીતે. **તોલ** – બડાઈ, મોટાઈ. **ધાકડો** – ધાક બતાવનાર, ડરાવનાર. **ફૂંદ** – તોફાન, તરકટ. **છંદ** – છંદો. **ફેલ** – કપટ, ઠગાઈ. **પ્રાજે** – પરાજય. **તૂર** – આંકડાના ફળમાંથી રૂ જેવો નીકળતો પદાર્થ. **પરવરું** – જાઉં. **ડેંડરાં** – ડેંડવાં, પાણીના નાના સાપ, જળસાપ. **દાદુરાં** – દેડકાં. **ખાખડે** – ખાબોચિયે. **કાઝલાં** – કાગડા. **મેડકાં** – દેડકાં. **ડાભડાં** – દર્ભ, વલ્કલ. **ઊંડળ** – બાથ. **કક્ષ** – કાખ, બગલ. **સુભટ** – બહાદુર લડવૈયો. **નરપત** – નરપતિ,

રાજા. **અનાડી** – મૂર્ખ, **તન** – પુત્ર, તનય. **રિદ્ધ** – સંપત્તિ. **હરી** – બળાત્કારથી ઉપાડી લાવ્યો. **રામદુવાઈ** – રામની આણ. **નીશા** – નિશ્ચય ઉપરથી, ખાતરી. **ભણું ગયાવત** – ગયામાં પિતૃશ્રાદ્ધ કરીને ગોરને હાથે બંધાઈને ગોરને મનમાની દક્ષિણા આપવી. આમ ગોરને રીઝવ્યા વિના પુણ્ય મળતું નથી તેમ મનાય છે. એ વિધિનો અહીં ઉલ્લેખ છે. **હોડે** – હોડ, હરીફાઈ. **કોડે** – હોંશથી. **રામા** – સ્ત્રી. **દૈવત** – દેવત્વ, તેજ. **સામ** – સામ, દામ, દંડ ને ભેદ — એમ ચાર નીતિ છે. (સમજાવટ, લાલચ, ભય અને ફૂટ.) **જુગતે** – યુક્તિથી. **આંચ** – ઝાળ, સખત તાપ. **પેરેપેરે** – તરેહ તરેહથી. **ઓછિવ્યો** – સમજાવ્યો.

## - સ્વાધ્યાય -

૧. વિષ્ટિ પાછળ શો હેતુ હોય છે ?

૨. રામ અંગદને વિષ્ટિ માટે પસંદ કરે છે ત્યારે અંગદ કેવો જવાબ આપે છે ?

૩. અંગદ અને રાવણની વિષ્ટિને સંવાદરૂપે લખો.

૪. કવિ શામળની કાવ્યચાતુરીનાં ત્રણેક ઉદાહરણ આપો અને એમની યથાર્થતા સમજાવો.

૫. રાવણ અંગદને એના બાપ વાલીને મારનાર રામ વિરુદ્ધ કેમ ન કરી શક્યો ?

૬. પોતાના બાપને મારનાર રામનો અંગદ વિષ્ટિકાર શાથી બન્યો ? તમારી રીતે કલ્પના કરો.

**પ્રવૃત્તિ :** (૧) કાવ્યમાં વપરાયેલા જૂના ગુજરાતી શબ્દોની યાદી કરો.
(૨) ગામમાં થતી તકરારનો ઉકેલ કેવી રીતે લાવી શકાય તેના માર્ગોની ચર્ચા કરો.

# મુક્તકો

જગની સૌ કડીઓમાં સ્નેહની સર્વથી વડી.

— સુંદરમ્

*

અભ્યાસ કક્કા સમ જિંદગીનો
આરંભ કીધો 'અ' થકી અહો મેં,
અંતે પહોંચી 'જ્ઞ' સુધી છતાંયે,
રહી ખરા જીવનથી જ 'અજ્ઞ'!

— ગીતા પરીખ

*

નિશાન ચૂક માફ, નહિ માફ નીચું નિશાન.

— બ. ક. ઠા.

*

વ્યક્તિ મટીને બનું વિશ્વમાનવી.

— ઉમાશંકર જોશી

*

મન, મારુત ને માકડું અથર્યાં કૂદે અધીર,
કવિ, કાજગરા, કોવિદા સથર્યાં શાંત સધીર.

— તનસુખ ભટ્ટ

*

હું સૃષ્ટિના અતલ સિંધુનું માત્ર બિન્દુ,
બિન્દુ વિષે ગણ પ્રસુપ્ત વિરાટ સિંધુ.

— રમણલાલ સોની

*

કોણ પોતાનું, કોણ પરાયું?
કોણ શત્રુ કોણ ભ્રાત?
ઘટઘટમાં એક જ રામ રમે ત્યાં;
પરની ક્યાં છે વાત?

— ઓટાદકર

*

તોડી પર્વતશૃંગ મનુજ મદભરિયો મહાલે,
જાણે નિજ-કૃતિ અમર, ગળે કાળજ તે કાલે.

— નરસિંહરાવ

*

જલી જાતી છો ને
જીવન–ધૂપસળી મ્હેકતી મ્હેકતી આ.

— ઉપેન્દ્ર પંડ્યા

